ગાંધી ગ્રંથમાળા. મણકો ૧ લો.

# મારો જેલનો અનુભવ

લખનાર–

મહાત્મા ગાંધીજી.

પ્રગટ કર્તા–

ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત.

(૧૮૦, કેળાપીઠ)

આવૃત્તિ બીજી. પ્રત ૩૦૦૦

તા૦ ૧લી જૂન ૧૯૨૨.

કીંમત ૫ આના.

પાકું પુઠું ૮ આના.

પ્રકાશક:—
ઇશ્વરલાલ મૂળચંદ
વીમાવાળા.
ગાંડીવ સદન
કેળાપીઠ, સુરત.



— શું —

**તમે હજી**
**ગાંડીવ સાહિત્ય મંદિરના**
**સ્થાયી ગ્રાહક નથી થયા?**

નિયમો માટે લખો:—
વ્યવસ્થાપક
ગાંડીવ સાહિત્ય મંદિર
કેળાપીઠ, સુરત.

મુદ્રક:—
કંચનલાલ ચુનીલાલ
ગાંધી.
ઇન્ડીયા પ્રિ. પ્રેસ
ભાગાતળાવ, સુરત.

# પ્રસ્તાવના.

**મહાત્મા ગાંધીજી**એ સ્વયમેવ લખેલા 'મારો જેલનો અનુભવ' પુસ્તકની બે હજાર નકલની પહેલી આવૃત્તિ થોડાજ સમયમાં ખપી ગઇ અને આજે બીજી આવૃત્તિ વાંચકવૃંદના હાથમાં મૂકાય છે. એજ બતાવી આપે છે કે પ્રજામાં આજકાલ આવા પ્રકારના વાંચન માટે કેટલી બધી ઉત્સુકતા પ્રગટી રહી છે. અમારી આવૃત્તિ બહાર પડયા પછી અમદાવાદ ખાતેથી પણ એજ પુસ્તક પ્રગટ કરવામાં આવ્યું છે. પરંતુ એટલું જણાવવું જરૂરનું છે કે આ પુસ્તકમાં ગાંધીજીએ લખેલો 'સત્યાગ્રહની છેલ્લી લડતનો અનુભવ' ચોથા અનુભવ તરીકે આપવામાં આવ્યો છે તે અમદાવાદવાળી આવૃત્તિમાં નથી. વળી આ બીજી આવૃત્તિમાં ખાસ તૈયાર કરાવેલું એક ચિત્ર તથા ગાંધીજીની જુદા જુદા સમયની બે છબીઓ આપેલી છે. તે છતાં કીંમત પ્રથમ આવૃત્તિ કરતાં એક આનો ઓછી રાખી છે.

**ગાંડીવ સાહિત્ય મંદિર**ની સ્થાપના થયાને હજુ માત્ર દશ મહિનાજ થયા છે તેટલા વખતમાં આ સંસ્થા તરફથી પુસ્તકો અને ચોપાનીયાં (Pamphlets) મળી એક ડઝન ઉપરાંત પ્રગટીકરણો (Publications) થયાં છે. તે જોતાં સંસ્થાએ ટુંક સમયમાં ઠીક પ્રગતિ કરી કહેવાય. એ પ્રગતિ પ્રજાજનોએ આ સંસ્થાને આપેલા ઉત્તેજનને આભારી છે એમાં કાંઇ શક નથી. પોતાના શૈશવના અલ્પ કાળમાં સંસ્થાએ જે કાંઈ કાર્ય કર્યું છે તેનો વિગતવાર હેવાલ આ સાથે જોડવામાં આવ્યો છે તે ધ્યાનપૂર્વક વાંચી જવાની દરેક વાંચકને વિનતિ છે.

વ્યવસ્થાપક,

**ગાંડીવ સાહિત્ય મંદિર.**

# ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત.

## " શુદ્ધ, શિષ્ઠ, અને રાષ્ટ્રીય સાહિત્ય."

### સ્થાપનાઃ—તા. ૧લી ઓગસ્ટ, ૧૯૨૧.

સ્વ. લોકમાન્ય તિલક મહારાજની પહેલી સંવત્સરી અને અસહકારના જન્મ દિવસવાળા ચિરસ્મરણીય—ઐતિહાસિક—દિવસે **'ગાંડીવ સાહિત્ય મંદિર'**ની સ્થાપના થઇ હતી. મંદિરની સ્થાપના વખતે તેના ઉદ્દેશો નીચે પ્રમાણે હતાઃ—

(૧) શુદ્ધ, શિષ્ઠ અને રાષ્ટ્રીય સાહિત્ય લખાવવું, તેમજ છપાવી બહાર પાડવું.

(૨) એવા ઉત્તમ સાહિત્યનો પુસ્તકો, પત્રિકાઓ અને ચોપાનીયાં દ્વારા પ્રચાર કરવો.

(૩) અન્ય સંસ્થાઓને સારાં પુસ્તકો મેળવી તથા લખાવી આપવાં.

(૪) લેખકો, કથાકારો અને કવિઓને ઉત્તેજન આપવું.

(૫) સમાજમાં પ્રસરેલાં ગંદા—શૃંગારી સાહિત્યને દૂર કરવા પ્રયત્ન કરવો, અને તેને સ્થાને બોધદાયક રમુજી તથા સ્વદેશાભિમાની સાહિત્યને ફેલાવવું.

(૬) હિંદી ભાષાનો પ્રચાર કરવા પ્રયત્ન કરવો.

આ પ્રાથમિક ઉદ્દેશોમાંના કેટલાક આ ટુંક સમયમાં પણ સંતોષકારક રીતે સિદ્ધ થયા છે તેમજ કેટલાકમાં પ્રસંગવશાત્ ફેરફાર પણ કરવો પડયો છે. દાખલા તરીકે હિંદી ભાષાના પ્રચાર માટે અમે એક ખાસ વિભાગ ખોલીને કોઇપણ પુસ્તક પૂરૂં પાડવાની વ્યવસ્થા રાખી હતી અને તે બાબતની જાહેર ખબર પણ સંસ્થાના સૂચીપત્રમાં પૂરતી કરવામાં આવી હતી. છતાં દીલગીરી સાથે

જણાવવું પડે છે કે આ દશ મહિનામાં હિંદી પુસ્તક માટે અમને આખી એ કે ત્રણ વરદીઓ મળી છે! આ બીના જેટલી શોચનીય છે તેટલી આશ્ચર્યકારક છે. આપણા દેશમાં એક રાષ્ટ્રભાષા કરવા માટે દરેક પ્રાંતના વતનીઓએ **હિંદીભાષા** શીખી લેવાની કેટલી જરૂર છે તે સમજ્યા પછી પણ ગુજરાતી વાંચક જગત્ તે ભાષા તરફ આટલું બધું દુર્લક્ષ કરે એ ખરેજ શોકજનક છે. આખા ગુજરાતમાં ગુજરાતી ભાઈઓને હિંદી પુસ્તકો મેળવી આપનાર તથા તે વિષેની માહિતી આપનારની જે ખોટ હતી તે ગાંડીવ સાહિત્ય મંદિરે પૂરી નાંખી હતી. પરંતુ પ્રજાએ તેનો પૂરતો લાભ લીધો ન હોવાથી સંસ્થાનો **હિંદી વિભાગ** લગભગ બંધ થયા જેવો છે. જો કે હિંદી પુસ્તક મંગાવનારને તે મેળવી આપવાનું તેમજ તે વિષેની માહિતી આપવાનું કામ તો હજુયે ચાલૂ રહેશે.

જોકે **હિંદી વિભાગ**ને પૂરતું ઉત્તેજન મળ્યું નથી, છતાં સંસ્થા તરફથી પ્રગટ થતાં બીજાં પુસ્તકોને પ્રજાએ સારો આવકાર આપ્યો છે અને તેથીજ સંસ્થાએ આ અલ્પ સમયમાં આટલી બધી પ્રગતિ કરી દીધી છે. આજસુધીમાં ગાંડીવ સાહિત્ય મંદિરે નીચે પ્રમાણે પ્રગટીકરણ કર્યાં છેઃ-

## ગાંધી ગ્રંથમાળા.

| પુસ્તકનું નામ. | નકલ. |
|---|---|
| ૧ ગાંધીજીનો જેલનો અનુભવ | ૨૦૦૦ |
| ૨ શિવદયાળની શોધ | ૪૨૫૦ |
| ૩ ઇજિપ્તનો ઉદ્ધારક | ૧૦૦૦ |
| ૪ નીતિધર્મ–સર્વોદય | ૨૦૦૦ |
| ૫ ગાંધીજીનો જેલનો અનુભવ [૨જી આવૃત્તિ] | ૩૦૦૦ |

## ગાંડીવ પત્રિકામાળા.

| | | |
|---|---|---|
| ૬ | ગાંડીવ રેંટીઆ પુરાણ | ૨૦૦૦ |
| ૭ | ગાંડીવ ગીતા (સીલક નથી) | ૨૦૦૦ |
| ૮ | ભારત કીર્તન [૧લી આવૃત્તિ] | ૨૭૫૦ |
| ૯ | ભારત ભક્તિ [૧લી આવૃત્તિ] | ૪૫૦૦ |
| ૧૦ | ભારત ભક્તિ [૨જી આવૃત્તિ] | ૬૦૦૦ |
| ૧૧ | ગાંધીજીની દિવ્યવાણી | ૨૦૦૦ |
| ૧૨ | ભારત કીર્તન [૨જી આવૃત્તિ] | ૫૫૦૦ |
| ૧૩ | કાયદા સામે થવાની ફરજ | ૩૦૦૦ |
| ૧૪ | સ્વરાજ-ટંકાર | ૬૦૦૦ |

## રાષ્ટ્રીય સ્ત્રી સાહિત્યમાળા.

| | | |
|---|---|---|
| ૧૫ | રાષ્ટ્રીય ગરબાવળિ | ૧૮૮૦ |
| ૧૬ | શ્રીમતિ સરોજીની નાયડુનું જીવન ચરિત્ર (તૈયાર થાય છે) | |

## રાષ્ટ્રીય રત્નમાળા.

૧૭ સ્વ. દાદાભાઈનું જીવન ચરિત્ર [તૈયાર થાય છે]

આ ઉપરાંત સ્વરાજ્ય કીર્તન નામના પુસ્તકની ૫૭૫૦ નકલ સોલ એજન્સી તરીકે હક લઈ સંસ્થાએ છપાવી છે. એટલે એકંદર સરવાળે ગાંડીવ સાહિત્ય મંદિરે દશ મહિનામાં અડધો લાખ કરતાં પણ વધારે પુસ્તકો (ચોપાનીયાં મળી) છપાવ્યાં છે અને પ્રતિમાસ સરાસરી પાંચ હજાર માણસના હાથમાં રાષ્ટ્રીય વાંચન રજૂ કર્યું છે.

આ ગણત્રી તો સંસ્થાના પોતાનાં પ્રગટીકરણ વિષે છે પણ એ ઉપરાંત અન્ય સંસ્થાઓ અને વ્યક્તિઓએ પ્રગટ કરેલાં અસંખ્ય પુસ્તકોનો ગાંડીવ સાહિત્ય મંદિરે પ્રચાર કરેલો છે.

**મહાત્મા ગાંધીજીનો જેલનો અનુભવ** બહાર પાડીને સંસ્થાએ ગુજરાતી સાહિત્યની એક જબરી ખોટ પૂરી પાડી છે. જે પુસ્તક આફ્રિકામાં મૂળ ગુજરાતીમાં લખાયલું અને જેનાં ભાષાંતરો મરાઠી,

હિંદી અંગ્રેજી તેમજ બીજી ભાષાઓમાં પ્રગટ થઈ ગયાં હોય છતાં ગુજરાતી ભાષામાં તેની એક પણ આવૃત્તિ નહિ મળે! એનાથી વધારે આશ્ચર્યજનક બીજું શું હોઇ શકે? આ સંસ્થાએ તે પુસ્તકની પહેલી આવૃત્તિ બહાર પાડી તે પહેલાં આખા હિંદુસ્થાનમાં એ લેખની ગુજરાતી નકલો ગણીગાંઠીજ પાંચ–સાત પણ ભાગ્યેજ–હશે. અમે સાબરમતીના સત્યાગ્રહાશ્રમમાંથી તેની એક નકલ મેળવી, તે માત્ર ત્રણ દિવસમાં હાથે ઉતારી લીધી અને માત્ર દશ દિવસમાં તેને છપાવી લોકમાન્યની પહેલી સંવત્સરીને દિવસે પ્રગટ કરી હતી.

વળી **ગાંડીવ પત્રિકામાળાના** મણકાઓથી પણ સમાજમાંથી એક દુષણ દૂર થયું છે એમ હિંમતપૂર્વક કહી શકાય. કેટલાક સમયપર આગગાડીના પ્રવાસીઓ તેમજ બીજા મધ્યમ શિક્ષણ પામેલા માણસો નવરાશની વેળાએ 'નિર્ભાગી નિર્મળા' અને બીજી હલકી જાતની શૃંગારપોષક કવિતાની ચોપડીઓ વાંચતા. આજે તે સ્થિતિ નથી રહી. આગગાડીના મુસાફરો તેમજ બીજાઓ નવરાશની વેળાએ માત્ર રાષ્ટ્રીય કીર્તનોની ચોપડી વાંચતા જણાય છે. ગાંડીવ પત્રિકામાળાના લગભગ બધા મણકાઓમાં દેશાભિમાની ભજનોના સંગ્રહ મૂકેલા છે અને ઘણાખરા પ્રવાસીઓ તો તેજ વાંચતા માલમ પડે છે. **રાષ્ટ્રીય ગરબાવળિ** વડે પણ ગુજરાતી ભાષાની એક ખોટ પૂરાઈ છે. આજસુધીમાં ગુજરાતી ભાષામાં જુદા જુદા વિદ્વાન કવિઓને હાથે લખાયલા રાષ્ટ્રીય ભાવનાવાળા ગરબાનો એક પણ સંગ્રહ પુસ્તક રૂપે બહાર પડેલો ન હતો. રાષ્ટ્રીય ગરબાવળિના નામ હેઠળ ગરબાઓનો એક સંગ્રહ બહાર પડેલો હતો ખરો પરંતુ તેમાંના બધા ગરબા એકજ વ્યક્તિના રચેલા હોવાથી બીજા લેખકોએ લખેલા સુંદર ગરબાઓ તેમાંથી બાદ રહી જતા હતા. આ **ગરબાવળિ**માં બધા સારા ગરબાઓનો સમાવેશ થાય છે.

# ગાંડીવ સાહિત્ય મંદિરમાં મળતાં પુસ્તકો.

## મહાત્મા ગાંધીજીના લખાણવાળાં.

| | |
|---|---|
| મારો જેલનો અનુભવ | ૦-૫-૦ |
| ,, ,, ,, (પાકું પૂઠું) | ૦-૮-૦ |
| ઇજીપ્તનો ઉદ્ધારક | ૦-૬-૦ |
| નીતિધર્મ અને સર્વોદય | ૦-૪-૦ |
| ,, ,, ,, [પાકું પૂઠું] | ૦-૬-૦ |
| હિંદ સ્વરાજ્ય | ૦-૯-૦ |
| સત્યાગ્રહ | ૦-૬-૬ |
| વિદ્યાર્થી આલમને | ૦-૩-૦ |
| ખુલ્લા પત્રો | ૦-૬-૦ |
| ખાનગી પત્રો | ૦-૬-૦ |
| અસહકાર | ૦-૬-૦ |
| વચનામૃત | ૦-૨-૦ |
| દિવ્યવાણી | ૦-૧-૦ |
| કાયદા સામે થવાની ફરજ | ૦-૦-૯ |

## બીજાં રાષ્ટ્રીય પુસ્તકો.

| | |
|---|---|
| રાષ્ટ્રગીત (બીજી આવૃત્તિ) | ૦-૧૧-૦ |
| સત્યાગ્રહીના સ્વાતંત્ર્ય મંત્રો | ૦-૧-૦ |
| સ્વરાજ્ય કુસુમાવળિ | ૦-૧-૩ |
| ગાંધીજીનું જીવન ચરિત્ર | ૦-૬-૦ |
| રેંટીઆ પુરાણ | ૦-૧-૦ |
| અલિબીરાદરનો કેસ [પોષ્ટેજ માફ] | ૧-૦-૦ |
| સ્વરાજ્ય કીર્તન | ૦-૨-૦ |
| હૃદય મન્થન [પાકું પૂઠું] | ૦-૮-૦ |
| ગાંધીજીના પ્રસંગો | ૦-૪-૦ |
| પૂર્વ અને પશ્ચિમ | ૦-૪-૦ |

| | |
|---|---|
| રાષ્ટ્રીય ગરબાવળિ | ૦–૧–૬ |
| નાગપૂર મહાસભાનો હેવાલ | ૦–૧–૦ |
| લાલા લાભસિંહ | ૦–૩–૦ |
| અમૃતસરની વીરાંગના | ૦–૧–૦ |
| એક હિંમતબાજની કહાણી | ૦–૨–૦ |
| અરવિંદ ઘોષની કારા કહાણી | ૦-૧૧-૦ |
| સ્વદેશાભિમાન | ૦–૩–૦ |
| ગોખલેનાં વ્યાખ્યાનો [બે ભાગમાં] | ૧–૮–૦ |
| આફ્રીકામાં ગુલામી વ્યાપાર | ૦–૩–૦ |
| ભારત કીર્તન | ૦–૦–૫ |
| સ્વરાજ્ય ટંકાર | ૦–૦–૬ |
| ભારત ભક્તિ | ૦–૦–૫ |
| રાષ્ટ્ર કીર્તન | ૦–૩–૦ |
| સ્વદેશાભિમાન (હિંદી) | ૦–૫–૦ |
| ફીજીટાપુઓમાં હિંદીઓની સ્થિતિ | ૦–૬–૦ |

આ સીવાય બીજાં ઘણાંય રાષ્ટ્રીય પુસ્તકો આ સંસ્થા તરફથી
ળી શકે છે. તેની માહિતી માટે વિગતવાર સૂચીપત્ર મંગાવો.

## રાષ્ટ્રીય તેમજ ઐતિહાસિક વાર્તાઓ.

| | |
|---|---|
| ચારૂશીલા | ૦–૬–૦ |
| પેશાવરના હિંદુ હીરા | ૧–૪–૦ |
| સોનેરી શિર [ભાગ ૧લો] | ૨–૦–૦ |
| આસામ પર હલ્લો | ૧–૪–૦ |
| રાજપૂત ગ્રંથાવળિ | ૦–૪–૦ |

## શિષ્ટ અને સરળ સાહિત્ય.

### નવલકથા.

| | |
|---|---|
| સુવર્ણકુમારી | ૧–૮–૦ |
| શ્વેતભાનુ | ૧–૮–૦ |
| મધુસૂદન | ૧–૮–૦ |

| | |
|---|---|
| અદભૂત આગબોટ | ૧-૪-૦ |
| દરિયાની ડાકણ | ૧-૦-૦ |
| પિશાચોની પ્રપંચલીલા | ૧-૪-૦ |
| રણજીત અને કુસુમ | ૨-૦-૦ |
| સુધારાનો સાર | ૧-૮-૦ |
| પ્રમોદા | ૧-૪-૦ |
| ડીટેકટિવનાં પરાક્રમો | ૧-૦-૦ |
| અમરસિંહ | ૧-૪-૦ |
| કિરણસિંહ | ૧-૮-૦ |
| મયૂરા [બ્રહ્મસંજ્ઞા] | ૧-૮-૦ |

નાટકો.

| | |
|---|---|
| મેવાડપતન | ૧-૮-૦ |
| રાહનો પર્વત | ૧-૮-૦ |
| પાંડવ ગુપ્ત નિવાસ | ૦-૧૦-૦ |
| સ્વામી વિવેકાનંદ | ૧-૪-૦ |
| પાંચાલી પ્રસન્નાખ્યાન | ૦-૧૨-૦ |
| થાય તેવા થઈએ તો ગામ વચ્ચે રહીએ | ૧-૦-૦ |

કાવ્યો.

| | |
|---|---|
| પદ્માખ્યાન | ૧-૪-૦ |
| ગીતાંજલિ (ટાગોરની) | ૦-૮-૦ |
| ગઝલ સાગર | ૦-૬-૦ |
| કબીર કૃષ્ણ ગીતા (વ્રજ ભાષામાં) | ૧-૦-૦ |
| વિલસુ (પ્રેમ કાવ્ય) | ૦-૪-૦ |
| સ્રોતસ્વિની | ૦-૧૨-૦ |
| કાવ્ય કુસુમાકર | ૪-૦-૦ |
| નર્મ કવિતા | ૫-૦-૦ |
| ઈશ્વર પદ અમરલીલા | ૦-૧૨-૦ |
| શ્રી દયારામ કૃત કાવ્યમાળા | ૨-૦-૦ |

## પ્રકીર્ણ.

| | |
|---|---|
| હાસ્ય મંદિર [રમણભાઈનું] | ૨-૦-૦ |
| રમુજ ભંડાર | ૦-૧૨-૦ |
| અક્કલનો ખજાનો | ૧-૪-૦ |
| ભક્તિજ્ઞાનનો ભંડાર | ૧-૦-૦ |
| સમાજ (બંકીમચંદ્રની) | ૧-૦-૦ |
| આરોગ્ય દર્પણ | ૧-૦-૦ |
| લગ્ન મંદિર | ૦-૪-૦ |
| ટુચકા સંગ્રહ | ૦-૪-૦ |
| સીતા વનવાસ | ૦-૧૦-૦ |
| સુભાષિત સંગ્રહ | ૦-૮-૦ |
| સાહસિક અંગ્રેજ | ૦-૧૦-૦ |
| સત્યવચની વિકટર | ૦-૧-૩ |
| જાદુઈ દીવો | ૦-૧-૩ |
| ભોળાનાથ સારાભાઈનું જીવનચરિત્ર | ૨-૦-૦ |
| સાહિત્યાદર્શ | ૧-૧૨-૦ |
| સ્ત્રી પોકાર | ૦-૬-૦ |
| શંકરાચાર્ય જીવનચરિત્ર | ૧-૮-૦ |
| પ્રિયંવદા | ૦-૬-૦ |
| સામાજિક સેવાના સન્માર્ગ | ૦-૧૨-૦ |
| મુક્તા | ૩-૦-૦ |
| અલકકિશોરી | ૦-૮-૦ |
| અનાથબાળા | ૧-૪-૦ |
| સનાતન ધર્મ | ૧-૦-૦ |
| આદર્શ ચરિત્રાવળિ | ૧-૪-૦ |
| આત્મ વિસર્જન | ૧-૦-૦ |
| ભર્તૃહરિશતક | ૧-૦-૦ |
| કોલંબસનો વૃત્તાંત | ૦-૬-૦ |

| | |
|---|---|
| બસ્તી કર્મયોગ | ૦-૧૨-૦ |
| ભજનમાળા | ૧-૦-૦ |
| શાંતિદા | ૦-૧૨-૦ |
| દિવાન અંબાલાલ દેશાઈનાં ભાષણો અને લેખો | ૨-૦-૦ |
| સાચાં મોતી | ૧-૮-૦ |
| નવાં યુગનાં જુવાન, સ્ત્રી, પુરૂષ. | ૦-૩-૦ |
| પ્રવાસીના પત્રો | ૧-૮-૦ |
| દિવ્યમૂર્તિ | ૧-૦-૦ |
| વિવિધ વિષયમાળા | ૨-૦-૦ |
| પાગલ હરનાથ | ૦-૮-૦ |
| ચોર્યાશી આસનો [સચિત્ર] | ૨-૦-૦ |
| બ્રિટીશ રાષ્ટ્રીય સંસ્થાઓ | ૦-૧૨-૦ |
| ધર્મનો જય | ૦-૪-૦ |
| ગુલકાંત | ૧-૮-૦ |
| કલ્લોલિની | ૦-૧૨-૦ |
| વેદાંત વપુ | ૧-૪-૦ |
| પ્રેમ પુષ્પાંજલિ | ૦-૧૦-૦ |
| पूर्वमिमांसादर्शन (સંસ્કૃત) | ૧-૮-૦ |

પુસ્તકોની આ નામાવળિ કાંઇ સંપૂર્ણ નથી, તેમજ જેમ જેમ વખત જાય છે તેમ તેમ બીજાં નવાં પુસ્તકો આવતાંજ જાય છે. સંસ્થાનું દૃષ્ટિબિંદુ અત્યારે તો રાષ્ટ્રીય સાહિત્યના પ્રચાર ઉપરજ સ્થિર થયેલું છે એટલે કોઈ પણ વ્યકિતએ કે સંસ્થાએ પ્રગટ કરેલું રાષ્ટ્રીય પુસ્તક ગાંડીવ સાહિત્ય મંદિરમાંથી જરૂર મળી શકશે. ગાંડીવ સાહિત્ય મંદિરમાં જેટલાં રાષ્ટ્રીય પુસ્તક રાખવામાં આવે છે તેટલાં ગુજરાતની બીજી કોઈ પણ સાહિત્ય સંસ્થા કે બુકસેલર પાસે હોતાં નથી. ટુંકમાં **ગાંડીવ સાહિત્ય મંદિર એ આખા ગુજરાત અને કાઠીઆવાડનું મોટામાં મોટું રાષ્ટ્રીય સાહિત્ય મેળવવાનું મથક છે.**

# મારો જેલનો અનુભવ.

## અનુભવ પહેલો.

જો કે માત્ર થોડા દિવસજ મેં તથા બીજા હિન્દીઓએ સત્યને સારૂ જેલ ભોગવી છે, તોપણ તેમાં મળેલો અનુભવ એ બીજાઓને ઉપયોગી થઈ પડે એમ સમજીને, તથા ઘણાઓ તરફથી માંગણી થઈ છે તેથી અહિં આપવા ધારૂં છું. જેલની મારફતે હિન્દી કોમને હજી ઘણા હકકો મેળવવાના રહેશે એમ પણ માન્યતા છે. તેથી જેલનાં સુખદુ:ખ સહુ સમજે તે જરૂરનું છે. ઘણી વેળા જ્યાં ખરૂં જોતાં કંઈપણ દુ:ખ હોતું નથી ત્યાં આપણે મનથી દુ:ખ ધારી લઈએ છીએ. એટલે દરેક વસ્તુને વિષે ખરી હકીકત જાણવી તેથી લાભજ છે એમ ચોખ્ખું દેખાઈ આવે છે.

તા૦ ૧૦મી જાનેવારીએ બપોરના બે વખત જેલમાં નાંખવાના હુમલા થયા બાદ જેલમાં જવાનો વખત આવ્યો. મારા સાથીઓને અને મને સજા મળતાં પહેલાં પ્રિટોરિયાથી તાર આવી ગયો હતો, તેમાં ખબર હતા કે, ત્યાંના પકડાયલા હિન્દીઓને નવા કાયદાને શરણ નહિ થવાને સારૂં ત્રણ મહિનાની સખત મજૂરીની જેલ મળી હતી; ને તે ઉપરાંત દંડ પણ થયો હતો, અને જો દંડ ન આપે તો બીજા ત્રણ મહિનાની સજા હતી. આ વાત સાંભળીને હું પોતે ધખી રહ્યો હતો. માજીસ્ટ્રેટની પાસે તેટલા સારૂં મેં વધારેમાં વધારે સજા માંગી પણ તે મળી નહિ.

અને અમને બધાને બે મહિનાની વગર મજૂરીની કેદ મળી. મારા સાથી મિ. પિ. કે. નાયડુ, મિ. સિ. એમ. પિલે, મિ. કડવા, મિ. ઇસ્ટન તથા મિ. ફોરટૂન હતા. છેલ્લા બે ગૃહસ્થો ચીના છે. મને સજા થયા પછી બે ચાર મિનિટ કોરટ પાછળના કેદખાનામાં રાખવામાં આવ્યો હતો. ત્યારબાદ મને ચુપકીથી એક ગાડીમાં લઇ ગયા, તે વખતે મનમાં ઘણા તરંગો આવ્યા. શું બીજાઓથી મને નોખો પાડશે? અથવા તો મને જોહાન્સબર્ગ છોડી બીજી જગ્યાએ લઇ જશે! આવા વિચારો આવ્યા કરતા હતા. મારી સાથે ડીટેકટિવ હતો તે માફી માંગતો હતો. મેં તેણે જણાવ્યુ કે, તારે માફી માંગવાની જરૂર નથી. કેમકે મને કેદમાં લઇ જવો એ તારી ફરજ છે.

## કેદખાનું.

મારા તરંગો બધા નકામા હતા એમ તુરત માલમ પડ્યું. જ્યા બીજા કેદીઓને લઇ જાય છે ત્યાં મને પણ લઇ ગયા. થોડી મુદતમા બીજા સાથીઓ પણ આવ્યા. અમે સૌ મળ્યા. પ્રથમ તો અમારૂં વજન કર્યું, પછી બધાં આંગળાં પડાવ્યાં, ત્યારબાદ અમને નાગા કર્યા, ત્યાર પછી અમને જેલનો પોશાક આપવામાં આવ્યો. પોશાકમાં કાળું પાટલૂન, ખમીસ, ખમીસ ઉપરનું પહેરણ [જેને અંગ્રેજીમાં જંપર કહે છે] ટોપી તથા મોજાં અમને આપ્યાં. અમારા જૂનાં કપડાંને સારૂં, દરેકને નોખી થેલી આપવામાં આવી. તેમાં તે પૅક કર્યાં. પછી અમને અમારી પોતાની કોટડીમાં લઇ જતાં પહેલાં દરેકને આઠ ઔંસ રોટીનો ટુકડો આપવામાં આવ્યો, પછી કાફરી કેદખાને લઇ ગયા.

## કાફરા ને હિન્દી એક!

ત્યાં અમારા કપડાં ઉપર "N" એવી છાપ મારી એટલે કે અમ બરાબર નેટીવની પંક્તિમાં મૂકાયા. ઘણી અગવડો ઉઠાવવા અમે સૌ તૈયાર હતા, પણ અમારી આ વલે થશે એમ માન્યું નોહોતું. ગોરાઓની સાથે આપણને ન મૂકે એ સમજી શકાય એવું છે. પણ આપણને છેક કાફરાઓની સાથે રાખે એ સહન ન થઇ શકે એવું જણાયું. આવી દશા જોઇ વિચાર કર્યો કે સત્યાગ્રહની લડત જરાએ વધારે પડતી કે વખત વિચાર્યા વિનાની નથી. હિન્દીને તદ્દન નમાલા કરી મૂકવાનો ખૂની કાયદો હતો એમ વધારે સાબીત થયું.

તોપણ, અમને કાફરાઓની સાથે રાખ્યા એ ઘણે ભાગે સંતોષ પામવા જેવું થયું. તેઓની હાલત તેઓની તરફની વર્તણુંક અને તેઓના ખવાસ જાણવાની આ ભલી તક મળી. બીજી રીતે જોતાં તેઓની સાથે મૂકવામાં હલકાઈ ગણવી એ મનને ઠીક ન લાગ્યું. છતાં સાધારણ રીતે જોતાં હિન્દીને અલગ રાખવા જોઇએ એમાં પણ શક નથી. અમારી કોટડીની પડખેજ કાફરાઓની કોટડીઓ હતી, તેમાં અને બહારના મેદાનમાં તેઓ કકળાટ કરી મૂકતા હતા. અમે વગર મજૂરીના કેદી હતા તેથી અમારી કોટડી નોખી હતી. નહિ તો અમને તેજ કોટડીમાં પૂરી શકત. મજૂરીવાળા હિન્દીઓને કાફરોની સાથેજ પૂરવામાં આવે છે.

આ વાત હલકાઈભરેલી છે કે નહિ તે વિચાર અલગ રાખતાં એ બહુ જોખમભરેલી છે, એટલું કહેવું તે બસ છે. કાફરો ઘણે ભાગે જંગલી હોય છે. તેમાં વળી કેદમાં આવેલા કાફરોનું તો પૂછવુંજ શું? તેઓ તોફાની, બહુ ગંદા, અને લગભગ જાનવરની સ્થિતિમાં

રહેનારા છે. એકેક કોટડીમાં ૫૦ થી ૬૦ માણસ સુધી પૂરવામાં આવે છે. કોઈ વેળા તેઓ કોટડીની અન્દર રમખાણ મચાવે છે ને માંહોમાંહે લડે છે. આવી સોબતમાં ગરીબડા હિન્દીના કેવા હાલ થાય, તે વાંચનાર સહેજે જાણી શકે છે.

## બીજા હિન્દી કેદી.

આખી જેલમાં અમારા સિવાય ભાગ્યેજ ત્રણ ચાર હિન્દી કેદી હતા. તેઓને કાફરોની સાથે પૂરાવું પડતું હતું, એટલું અમારા કરતાં વધારે હતું. તોપણ મેં જોયું કે તેઓ ખુશ દિલથી રહેતા હતા, અને બહાર હતા તે વખતના કરતાં તેઓની તબીયત વધારે સારી હતી. તેઓએ ઉપરી જેલરની મહેરબાની મેળવી હતી. કાફરોના પ્રમાણમાં તેઓ વધુ ચંચળ અને માહિતગાર હોવાથી તેઓને જેલની અન્દરજ સારી મજૂરી સોંપવામાં આવી હતી. એટલે કે તેઓ સ્ટોરમાં સંચાકામ પર દેખરેખ રાખવાનું તથા એવું બીજું કામ કરતા હતા, કે જે જરાયે ભારે પડતું કે મેલું નહિ લાગે. અમને પણ તેઓ બહુ મદદગાર થઈ પડયા હતા.

## રહેઠાણ.

અમને એક કોટડી સોંપવામાં આવી, તેમાં તેર માણસને રાખવા જેટલો માર્ગ હતો. તે કોટડીની ઉપર "કાળા કરજદાર કેદીઓ" એમ લખ્યું હતું, એટલે ઘણે ભાગે તે કોટડીમાં દિવાની જેલ ભોગવનારા કાળા માણસોને રાખવામાં આવતા હતા એમ થયું. તે કોટડીમાં હવા તથા અજવાળાને સારૂં નાની સરખી બે બારીઓ હતી, તેને મજબુત સળીયા જડયા હતા. એ વાટે જેટલી હવા આવતી હતી તે મારા હિસાબ પ્રમાણે બસ નહિ ગણાય. તે કોટડીની

દિવાલો ટીનનાં પતરાંની હતી, તેમાં અડધા ઈંચ જેટલાં ત્રણ જગ્યાએ કાચ જડેલાં બાકોરાં હતાં, જેમાંથી જેલરો અન્દર કેદીઓ શું કરે છે તે છૂપી રીતે જોઈ શકે. અમારી કોટડીની પાસેજ જે કોટડી હતી તેમાં કાફર કેદીઓ હતા, તેની નજીક કાફર, ચીના અને કેપબોય સાક્ષીઓ હતા, જેઓને ભાગી ન જાય તેટલા સારૂ કેદમાં રાખવામાં આવ્યા હતા.

અમારે બધાને સારૂં દિવસના હરવા ફરવા સારૂં નાનું ફળિયું હતું, જેની આસપાસ દિવાલ હતી; ફળિયું એટલું બધું નાનું હતું કે તેમાં દિવસના હરવું ફરવું એ બહુ મુશ્કેલી જેવું થઈ પડયું હતું. તે લત્તાના કેદીઓથી તે ફળિયાની બહાર રજા વિના નીકળી શકાયજ નહિ એવો નિયમ હતો. ગુસ્લ કરવાનું (ન્હાવાનું) તથા પાયખાના વગેરેની સગવડ પણ તે ફળિયામાં આવી જતી હતી. ગુસ્લ કરવાને સારૂં પત્થરની બે મોટી કુંડીઓ હતી; અને વરસાદની જેમ ન્હાવાની બે ઝારીવાળી નળીઓ હતી. જાજરૂને સારૂ પણ બકીટ હતી. એબ ઢાંકીને છૂપી રીતે ન્હાઇ ધોઇ શકાય અથવા તો જાજરૂ જઈ શકાય એવી સગવડ ન હતી. જેલના ધારામાં પણ એવું હતું કે કેદીઓ અળગા રહી શકે તેવી રીતે જાજરૂની ગોઠવણ ન હોવી જોઈએ. તેથી ઘણી વેળા બે ત્રણ કેદીઓને એક હારમાં બેસીને જાજરૂ જવું પડતું હતું. ગુસ્લ કરવાની સ્થિતિ તેવીજ હતી. પેશાબની બકીટ પણ ખુલ્લી જગ્યામાં હતી, આ બધું પ્રથમ આપણને અણગમો ઉપજાવનારૂં લાગે. કેટલાકને તેથી ઘણુંજ દરદ થાય તોપણ ઉંડા વિચાર કરતાં એમ જોઈ શકાય છે કે જેલખાનામાં આવી વસ્તુઓ ખાનગી રીતે ન બની

શકે, અને જાહેર રીતે કરતાં ખસૂસ એબ નથી તેથી ધીરજ રાખી એ ટેવ પાડવાની જરૂર છે, અને તેવી જાહેરાતથી ગભરાવાનું નથી.

કોટડીની અન્દર. સૂવાને સારૂં લાકડાનાં ત્રણ ઈંચના પાયાવાળા પાટિયાંની પથારી હતી; જણ દીઠ બે કામળી અને નાનો સરખો તકિયો, તથા પાથરવા માટે વિંટી શકાય એવડી કાથાની સાદડી એટલાં હતાં. કોઈ વખત ત્રણ કામળી મળી શકતી હતી, પણ તે માત્ર મહેરબાની દાખલ. આવી કઠણ પથારીથી કેટલાક ગભરાતા જોવામાં આવતા હતા. સાધારણ રીતે જેઓને પોચી પથારીમાં સૂવાની ટેવ હોય છે, તેને આવી કઠણ પથારી મુશ્કેલ લાગે. વૈદકશાસ્ત્રના નિયમ પ્રમાણે કઠણ પથારી વધારે સારી ગણાય છે. એટલે જો આપણે ઘેર પણ કઠણ પથારી વાપરવાનો રિવાજ રાખ્યો હોય તો જેલની પથારીનું દુઃખ જણાય નહિ. કોટડીમાં હંમેશા એક બકીટ પાણી, તથા રાતના પેશાબ કરવા સારૂ એક બીજી બકીટ ખાળમાં મૂકવામાં આવતી હતી. કેમકે રાતના કોઈપણ કેદીથી કોટડીની બહાર નીકળી શકાય નહિ. દરેક જણને જેમ જોઇએ તેમ થોડોક સાબુ, એક ખાદીનો ટુવાલ તથા લાકડાનો ચમચો પણ આપવામાં આવ્યાં હતાં.

### સફાઈ.

જેલખાનાની સફાઈ ઘણીજ સરસ ગણી શકાય. હંમેશાં કોટડીની ભોંય જંતુનાશક પાણી વડે સાફ કરવામાં આવતી હતી. તેની કોરને દરરોજ ચૂનો લગાડવામાં આવતો હતો, તેથી કોટડી હંમેશા નવી જેવી રહેતી. ગુસલખાનું તથા પાયખાનું તે પણ સાબુથી અને જંતુનાશક પાણીથી હંમેશા સાફ રાખવામાં આવતાં હતાં. સફાઈ બાબત મને પોતાને શોખ છે એમ માનું છું. તેથી જ્યારે છેવટના

ભાગમાં આપણા ઘણા માણસો આવ્યા ત્યારે જંતુનાશક પાણીથી પાયખાનાં હું પોતેજ સાફ રાખતો. પાયખાનાં ઉપાડી જવાનું કામ કરવા હમેશાં નવ વાગે કેટલાક ચીના કેદીઓ આવતા. ત્યારબાદ દિવસના સફાઈ રાખવી હોય તો હાથોહાથ કામ કરી લેવું પડે છે. પથારીનાં પાટિયાં હમેશાં રેતી અને પાણી વતી ધોવામાં આવતાં હતાં. અગવડ ભરેલું માત્ર એજ જોવામાં આવતું કે તકિયા અને કામળી સેંકડો કેદીઓમાં વખતો વખત બદલાઈ જવાનો સંભવ હતો; જોકે કામળીઓ હમેશાં તડકે મૂકવી જોઈએ, છતાં તે નિયમ ભાગ્યેજ જાળવવામાં આવતો હતો. જેલનું ફળિયું હમેશાં બે વખત સાફ કરવામાં આવતું હતું.

## કેટલાક નિયમો.

જેલના કેટલાક નિયમો સૌને જાણવા જેવા છે. સાંજના પાંચ વાગે કેદીઓને પૂરી દેવામાં આવતા હતા. રાતના આઠ વાગ્યા બાદ સૌને ઉંઘી જવાની ફરજ છે, એટલે જો ઉંઘ ન આવે તોપણ પડયા રહેવું જોઈએ. આઠ વાગ્યા પછી માંહોમાંહે વાત કરવી એ કેદના ધારાનો ભંગ ગણવામાં આવે છે. કાફર કેદીઓ આ ધારો બરાબર સાચવતા નથી, તેથી રાતના પહેરેગીરો તેઓને ચૂપ રાખવા સારૂ "ટુલા ટુલા" કહી દિવાલો ઉપર લાકડીઓ ઠોકયા કરે છે. કોઈપણ કેદીને બીડી પીવાની સખત મનાઈ હોય છે. આ નિયમ ઘણી સાવચેતીથી જળવાવવામાં આવે છે. પણ હું જોતો હતો કે બીડીના બંધાણી કેદી તે નિયમનો ભંગ છૂપી રીતે કરતા હતા. સવારના સાડાપાંચ વાગે ઉઠવાનો ઘંટ વાગે છે, તે વખતે દરેક કેદીએ ઊઠી હાથમ્હોં ધોઈ નાંખવા જોઈએ, તથા પોતાની પથારી સંકેલવી

જોઈએ. સવારના ૭ વાગે કોટડીનો દરવાજો ખોલવામાં આવે છે, જે વેળા દરેક કેદી પોતાની સંકેલેલી પથારી પાસે અદબસર ઉભેલો હોવો જોઈએ. રખેવાળ આવીને દરેક કેદીને ગણી જાય છે, તેજ પ્રમાણે કોટડી બંધ કરતી વખતે દરેક કેદીને પોતાની પથારી પાસે ઉભા રહેવાનો ધારો છે. કેદખાના સિવાયની કોઈ વસ્તુ કેદીની પાસે ન હોવી જોઈએ. કપડાં સિવાયની જે કાંઈ વસ્તુ હોય તે ગવર્નરની પરવાનગી વિના રાખવાની મનાઈ છે. દરેક કેદીના પહેરણ ઉપર એક બટન વડે ટાંકેલી કોથળી હોય છે, તેમાં કેદીની ટીકીટની ઉપર તેનો નંબર તેની સજા, તેનું નામ વિગેરે નોંધેલાં હોય છે. દિવસના સાધારણ નિયમ પ્રમાણે કોટડીમાં રહેવાની બંધી હોય છે. મજૂરીવાળા કેદી તો કામપર હોય એટલે રહીજ ન શકે, પણ વગર મજૂરીના કેદી પણ કોટડીમાં રહી શકતા નથી, તેઓને ફળિયામાં રહેવું જોઈએ છીએ. અમારી સગવડ સારૂં ગવર્નરે એક ટેબલ તથા બે બાંકડા કોટડીમાં મૂકવાની પરવાનગી આપી હતી. અને તે બહુ ઉપયોગી થઈ પડયાં હતાં.

દરેક કેદીના વાળ તથા મૂછ—જો બે મહિનાનો સજાદાર હોય તો—કાપવાનો ધારો છે. આ ધારો હિંદીની સામે જોરથી લાગુ પાડવામાં આવતો નથી. જો આનાકાની કરે તો તેની મુછ રહેવા દે છે. આ વિષે મને હસવાલાયક અનુભવ થયો. હું પોતે જાણતો હતો કે કેદીઓના વાળ કાપવામાં આવે છે. વળી એમ પણ ખબર હતી કે વાળ કાપવાનો તથા મૂછ કાપવાનો નિયમ તો કેદીઓના સુખને સારૂં છે, નહિ કે તેઓને હલકા પાડવાને ખાતર. હું પોતે માનું છું કે આ નિયમ બહુ જરૂરનો છે. કેદની અંદર વાળ સાફ

કરવાનો દાંતીઓ વિગેરે સાધન હોતાં નથી. વાળ જો સાફ ન રખાય તો ગુમડાં વિગેરે થવાનો ઘણો સંભવ છે. વળી ગરમી હોય તો વાળ અસહ્ય થઈ પડે છે. કેદીઓને અરીસો વાપરવા મળતો નથી, તેથી મૂછ ગંદી રહેવાનો સંભવ છે. ખાતી વખતે રૂમાલ તો હોય નહિ. લાકડાનો ચમચો ખાવામાં અગવડ ઉપજાવે છે. લાંબી મુછ હોય તો ખોરાક મૂછને વળગે છે. વળી કેદીઓનો બધો અનુભવ લેવાનો મારો વિચાર હતો, તેથી મુખી દારોગા પાસે મારા વાળ તથા મુછ કાપવાની મેં માગણી કીધી; તેણે કહ્યું, "ગવર્નર-ની સખત મનાઈ છે." મેં કહ્યું " હું જાણું છું, કે ગવર્નર મને ફરજ પાડવા નથી માંગતા, પણ હું મારા વાળ અને મુછ મરજી-યાત કપાવવા ઇચ્છું છું." તેણે ગવર્નરની પાસે અરજી કરવા સૂચના કીધી. બીજે દહાડે ગવર્નરની પરવાનગી મળી. પણ તેણે કહ્યું; હવે તો તમારા બે મહિનામાંથી બે દીવસ ગયા એટલે તમારા વાળ ને મૂછ કાપવાનો મને હક નથી. મેં કહ્યું, તે વાત હું જાણું છું પણ મારી સુખાકારીને ખાતર અને મારી મરજીથી હું કાપવા માંગું છું, છતાં તેણે હસીને આનાકાની કરી. પાછળથી મને માલુમ પડયું, કે ગવર્નરને કંઈક શક અને ભય હતા. મારી આ માંગણીમાં કંઈ ભેદ તો ના હોય? પાછળથી ગવર્નરની ઉપર ઢોળીને જેલની બહાર નીકળી હું પરાણે વાળ મૂછ કપાયાનું તોફાન તો ન કરૂં? એમ તેને લાગ્યું. મેં તો મારી માંગણી હમેશાં ચાલૂ રાખી, મરજીથી કાપવા માંગુ છું એવું લેખિતવાર આપવાનું પણ કહ્યું; ગવર્નરનો શક દૂર થયો, અને છેવટે મને ઘોડાકાતર આપવાનો હુકમ મુખી દારોગાને કર્યો. મારી સાથેના કેદી મિ. પિ

કે. નાયડુને હજામના કામની પૂરી વાકેફગારી હતી. મને પોતાને પણ થોડું ઘણું આવડે છે. મેં વાળ મૂછ કાપ્યા તે જોઈ તથા તેનું કારણ સમજીને બીજાઓએ પણ તેમ કર્યું. કેટલાકે માત્ર વાળજ કપાવ્યા. મિ. નાયડુ તથા હું મળીને હમ્મેશાં બે કલાક હિન્દી કેદીઓના વાળ કાપવામાં ગાળતા હતા. હું માનું છું કે આથી સુખાકરી અને સગવડ વધ્યાં હતાં. તેથી કેદીઓનો દેખાવ સુઘડ લાગતો હતો. જેલમાં અસ્તરો વાપરવાની સખત મનાઈ છે, માત્ર ઘોડાકાતરજ વાપરવા દેવામાં આવે છે.

## તપાસ.

કેદીઓની તપાસ જુદા જુદા અમલદારો કરવા આવે ત્યારે દરેક કેદીએ હારબંધ થઇ જવું જોઈએ. અમલદાર આવે ત્યારે ટોપી ઉતારી સલામ કરવી જોઈએ. બધા કેદીને અંગ્રેજી ટોપી હતી, એટલે તે ઉતારવામાં કશી બાધ ન હતી, અને ઉતારવી જોઈએ એ કાયદેસર હતું, એટલુંજ નહિ પણ મુનાસબ હતું. આમ હારબંધ થઈ જવાનો હુકમ, જ્યારે કોઈ અમલદાર આવે ત્યારે "ફૉલઇન" એ શબ્દ વાપરીને આપવામાં આવતો હતો. એટલે "ફૉલઇન" એ શબ્દ અમારો ખોરાક થઇ રહ્યો હતો. તેનો અર્થ માત્ર એ છે કે હારબંધ થઇ ધ્યાનપૂર્વક ઉભા રહો. આમ દિવસના હમ્મેશાં ચાર પાંચ વખત થતું. તેમાંનો એક અમલદાર જે મદદનીશ મુખી દારોગો કહેવાતો હતો, તે જરા અક્કડ હતો તેથી તેનું નામ હિંદી કેદીઓએ "જનરલ સ્મટસ" પાડયું હતું. તે સવારમાં ઘણી વખત વહેલો આવતો, અને પાછો સાંજના પણ આવી જાય. સાડા નવ વાગે ડાકટર આવતો તે બહુ

ભલો અને માયાળુ જણાતો હતો. હમ્મેશાં ચિવ્વટથી ખબર પૂછતો. જેલના ધારા પ્રમાણે દરેક કેદીએ પહેલે દહાડે જાહેર નાગા થઈ ડાકટરને પોતાનું શરીર બતાવવું જોઈએ પણ ડાકટરે અમારા સંબંધમાં એ ધારો લાગૂ ન પાડ્યો, અને જ્યારે ઘણા હિંદી કેદી થયા ત્યારે તેણે કહ્યું કે જો કોઈને ખસ વિગેરેનું દરદ હોય તો અમારે જાહેર કરવું કે જેથી ડાકટર તેવા માણસને એકાંતમાં લઈ જઈ તપાસશે. સાડાદશ કે અગિયાર વાગે ગવર્નર તથા મુખી દારોગો આવતા. ગવર્નર બહુ દઢ, ન્યાયી અને શાંત સ્વભાવનો માણસ જોવામાં આવ્યો. તેનો હમ્મેશાં એકજ સવાલ હતો. તમે બધા સારા તો છો? તમારે કંઈ વસ્તુ જોઈએ છે? તમારે કંઈ રાવ ખાવાની છે? જ્યારે જ્યારે કંઈ માગણી કે રાવ કરવામાં આવતી, ત્યારે તે ધ્યાન દઈ સાંભળતો અને બની શકે તે માંગણી કબૂલ કરતો, અને રાવ ખાધી હોય તો તેનો ફડચો કરતો. કેટલીક રાવ અને માંગણીઓનું આગળ ઉપર વિવેચન કરીશ. ડેપ્યુટી ગવર્નર પણ કોઈ કોઈ વેળા આવતો. તે પણ ભલો હતો, પણ સર્વથી ભલો સુશીલ અને લાવણીવાળો તો અમારો ખાસ ઉપરી જે "મુખી દારોગો" કહેવાતો હતો તે હતો. તે પોતે બહુ ધાર્મિક હતો, અને એની વર્તણુંક માત્ર અમારી તરફ સરસ અને સભ્ય હતી, એટલુંજ નહિ, પણ દરેક કેદી છુટે મોંઢે તેના ગુણ ગાતો હતો. કેદીઓના હક જે કાંઈ હોય તે પૂરા જાળવવામાં તેને ખંત હતી. કેદીઓમાં નજીવો ગુન્હો જોવામાં આવે તો તે દરગુજર કરતો. અમે બધા ખરૂં જોતાં બિનગુન્હેગાર હતા એમ સમજી અને જાણીને તે વિશેષ માયા રાખતો હતો. પોતાની લાગણી

બતાવવા ઘણી વખત અમારી પાસે આવી વાતચિત પણ કરતો.

## કેદીઓમાં વધારો.

હું કહી ગયો છું કે પહેલા સત્યાગ્રહી કેદી અમે માત્ર પાંચ હતા. તા. ૧૪ મી જાનેવારી ને મંગળવારે મી૰ થંબી નાયડુ, જે ચીફ પિકેટ હતા તે અને ચાઇનિઝ એસોસિએશનના પ્રમુખ મિ. ક્વીન આવ્યા તેમને જોઈ બધા બહુ રાજી થયા. તા. ૧૮ મી જાનેવારીએ ૧૪ માણસ બીજા આવ્યા. તેમાં સમુદરખાન હતા. તેની બે માસની જેલ હતી. બાકીના ૧૩ માં મદ્રાસી કાનમીઆ તથા ગુજરાતી હિંદીઓ હતા. તેઓ બધા વગર લાઇસેન્સથી ફેરીનો ધંધો કરવાને સારૂં પકડાયા હતા, અને તેઓને બે પાઉંડ દંડ થયો હતો. જો બે પાઉંડ ન આપે તો ૧૪ દિવસની જેલ હતી. તેઓ હિંમતપૂર્વક દંડ ન આપતાં જેલમાં આવ્યા હતા. તા. ૨૧ મી જાનેવારી ને મંગળવારે ૭૬ માણસ બીજા આવ્યા. તેમાં બે મહિનાની જેલવાળા નવાબખાન હતા. બાકી બધા '૨ પાઉંડ અથવા ચૌદ દિવસની જેલ' વાળા હતા. આમાંના ઘણાખરા ગુજરાતી હિંદુ હતા. કોઈ કાનમીઆ અને કોઈ મદ્રાસી હતા. તા. ૨૨ મી જાનેવારી ને બુધવારે ૩૫ માણસો બીજા આવ્યા. તા. ૨૩ મીએ ૩ આવ્યા. ૨૪ મીએ ન આવ્યા. ૨૫ મીએ ૨, ૨૮ મીએ ૬ અને તેજ દિવસે સાંજના બીજા ૪ આવ્યા. એટલે ૨૯ મી જાનેવારી સુધીમાં બધા મળી ૧૫૫ સત્યાગ્રહી કેદી થયા. ગુરૂવારે એટલે ૩૦ મીએ મને પ્રિટોરિયા લઈ ગયા હતા. પણ મને માલમ છે કે તે દહાડે પણ ૫ અથવા ૬ બીજા કેદી આવ્યા હતા.

## ખોરાક.

ખોરાકનો સવાલ ઘણા માણસોને ઘણી સ્થિતિએ વિચારવા જેવો હોય છે. પણ કેદીઓને તે સવાલ ઘણોજ વધારે વિચારવાનો રહે છે. તેઓનો ઘણો આધાર સારા ખોરાક ઉપર રહે છે. ખોરાક સંબંધમાં એવો ધારો છે કે જેલમાં જે મળે તેજ લેવાય, તથા બીજી જગ્યાએથી નજ લેવાય. સોલજરોને જે ખોરાક મળે તે લેવો પડે છે, પણ સોલજર અને કેદીમાં ઘણો ફરક છે. સોલજરને બીજો ખોરાક તેના ભાઇબંધો મોકલી શકે છે. અને તે લે છે. કેદીને તો બીજો ખોરાક લેવાની બંધીજ છે. ખોરાકની અગવડ એ કેદની મોટી નિશાની છે; વાતચિતમાં પણ જેલના સત્તાવાળા કહેશે કે કેદમાં સ્વાદ તો હોયજ નહિ. સ્વાદની વસ્તુ કેદમાં નહિ આપીએ. જ્યારે જેલના ડાકટરની સાથે મારે વાત થઇ ત્યારે તેને મેં કહ્યું કે રોટીની સાથે ચાહ અથવા ઘી કે બીજી કંઇ વસ્તુની જરૂર છે. ત્યારે તેણે કહ્યું કે "એ તો તમે સ્વાદ કરવા માંગો છો. જેલમાં તે ન હોય.

હવે આપણે જેલનો ખોરાક વિચારીએ. જેલના ધારા પ્રમાણે પહેલે અઠવાડીએ નીચે મુજબ ખોરાક હિંદીને મળે છેઃ—

સવારે—૧૨ ઔંસ મકાઇના આટાનું પૂપૂ, શકકર કે ઘી વિના.

બપોરે—ચાર ઔંસ ચાવલ, ને એક ઔંસ ઘી.

સાંજે—ચાર દિવસ બાર ઔંસ મકાઇના આટાનું પૂપૂ, ત્રણ દિવસ બાર ઔંસ બાફેલા બીનીસ [વાલ] અને નિમક.

આ ખોરાક તે કાફરાઓને અપાય છે તેની ઉપરથીજ ઘડેલો છે, ફરક માત્ર એ છે કે કાફરાઓને કચરેલી મકાઇ તથા ચરબી

સાંજે આપવામાં આવે છે તેને બદલે હિંદીને ચાવલ મળે છે.

બીજે અઠવાડીએ અને ત્યાર પછી હંમેશને સારૂ મકાઈના આટાની સાથે એ દિવસ બીજી તરકારી, જેવી કે કાબેજ તથા કોળું વિગેરે આપવામાં આવે છે. જેઓ ગોસ્ત ખાય તેને બીજે અઠવાડીએથી આતવારને દહાડે તરકારીની સાથે ગોસ્ત પણ આપવામાં આવે છે. જે કેદીઓ પહેલા પહોંચ્યા હતા તેઓએ વિચાર કર્યો હતો, કે સરકારની પાસેથી કંઈ મહેરબાની નહિ માંગવી. અને જે ખોરાક આપે ને ખપે તેવો હોય તેથી ચલાવી લેવું. હકીકતે જોતાં ઉપરનો ખોરાક હિન્દીને સારૂં બરાબર નહિ કહેવાય. વૈદકના નિયમ પ્રમાણે ઉપરના ખોરાકમાં પોષણ પૂરતું થઈ શકે છે. કાફરોનો તો મકાઇ એ હમ્મેશનો ખોરાક છે, એટલે તેઓને ઉપરનો ખોરાક ઘણોજ માફક આવે છે, અને તેથી તેઓ કદમાં આવી પુષ્ટ બને છે. પણ હિન્દીને તો ચાવલ સિવાય કંઈજ વસ્તુ માફકસર ન ગણાય. મકાઈનો આટો ભાગ્યેજ હિન્દી ખાય છે. એકલા બીનીસ ખાવાની ટેવ આપણને હોતી નથી અને અને ભાજીપાલો જેમ તે લોકો પકાવે તેમ ખાવાનું હિન્દીને પસંદ નહિજ પડે. તેઓ ભાજીપાલો સાફ નથી કરતા, ને તેમાં મસાલો પણ નથી નાંખતા. વળી જે શાક કાફરોને સારૂં બને છે તે ઘણે ભાગે ગોરાઓને સારૂ બનેલા શાકની છાલ અથવા છોડાં હોય છે. મસાલામાં નિમક સિવાય બીજું કંઈજ નથી આપવામાં આવતું. ચાનીનું તો નામજ ન હોય. એટલે ખોરાકની વાત બધાને અઘરી લાગી. છતાં અમે નિશ્ચય કર્યો કે, સત્યાગ્રહી તે જેલવાળાની પાસે કરગરવા નહિ જાય તેમ તેઓની મહેરબાની પણ નહિ માંગે. તેથી

અમે ઉપરના ખોરાકથી સંતોષ માન્યો.

ગવર્નરે અમને પૂછપરછ કરેલી તેના જવાબમાં તેને કહ્યું કે "ખોરાક બરાબર નથી. પણ સરકારની પાસેથી અમે કંઇ મહેરબાની નથી માંગતા. જો સરકારનેજ સૂઝે ને ફેરફાર કરે તો ઠીકજ છે. નહિ તો અમે જે ધારાસર ખોરાક મળે છે તેજ લઇશું."

આવી અટક લાંબી મુદત નહિ ટકી. બીજા માણસો જ્યારે આવ્યા ત્યારે અમે બધાએ વિચાર કર્યો કે બીજાઓને ખોરાકના દુઃખમાં સાથી કરવા તે ઠીક નહિ કહેવાય. તેઓ જેલમાં આવ્યા તેજ બસ ગણાય, અને તેઓને ખાતર સરકાર પાસેથી જુદી માંગણી કરવી એ બરોબર છે. એવા વિચારે ગવર્નરની આગળ તે બાબતની વાતચીત કરવાનું શરૂ કરી દીધું. ગવર્નરને કહ્યું કે જો કે અમે ગમે તે ખોરાક લઇશું, તોપણ અમારી પછીના તેમ કરી નહિ શકે. ગવર્નરે તે બાબત વિચાર કર્યો ને જવાબ આપ્યો કે "માત્ર ધર્મને ખાતર નોખી રસોઇ કરવી હોય તો તે કરવાની રજા મળી શકશે. પણ ખોરાક તો જે અપાય છે તેજ મળશે, બીજો ખોરાક આપવો તે મારા હાથમાં નથી."

દરમિયાન ઉપર પ્રમાણે ચૌદ બીજા હિન્દી આવી પહોંચ્યા. તેઓમાંના કેટલાક તો પૂપૂ લેવાની ચોખ્ખી ના પાડીને ભૂખ વેઠવા લાગ્યા. જેથી હું જેલના ધારા વાંચી ગયો અને તેમાં મેં જોયું કે આવી બાબતની અરજી ડિરેકટર ઑફ પ્રિઝન [જેલ ખાતાના વડા] ને થઇ શકે, તેથી ગવર્નરની પાસે અરજી કરવાની પરવાનગી માંગીને નીચે પ્રમાણે અરજી મોકલી.

"અમે નીચે સહી કરનાર કેદીઓ અરજી કરીએ છીએ અરજદાર બધા એશિયાટીક છે અને કુલ એકવીશ કેદી છે, તેમાં અઢાર હિન્દી છે અને બાકીના ચીના છે.

અઢાર હિન્દીને પોતાના ખોરાકને સારૂં સવારે પૂપૂ મળે ; બાકીનાને ખોરાકમાં ચાવલ તથા ઘી મળે છે. અને ત્રણ વખ બીનીસ તથા ચાર વખત પૂપૂ મળે છે. શનિવારને દહાડે પટેટા, અ રવિવારે લીલોતરી આપવામાં આવ્યાં હતાં. ધર્મના કારણને લીધે અ કોઈ ગોસ્ત ખાઈ શકતા નથી. કેટલાકને બીલકુલ ગોસ્ત ખાવા બંધી છે. અને કેટલાક હલાલ ગોસ્ત નહિ હોવાથી ખાઈ શકતા નથ

ચીનાઓને ચાવલને બદલે મકાઈ મળે છે. બધા અરજદાર ઘણે ભાગે યૂરોપિયનોનો ખોરાક ખાવાની ટેવ છે, અને તેઓ રો તથા આટાની બીજી વસ્તુ ખાય છે.

અમારામાંના કોઈને પૂપૂ ખાવાની બિલ્કુલ ટેવ નથી, તે કેટલાકને અજીરણ થઈ આવ્યું છે.

અમારામાંના સાત જણે તો બિલ્કુલ સવારનો ખોરાક લીધો નથી. માત્ર કોઈ વખત કેટલાક ચીની કેદીઓને રોટલી મળતી હત તેમાંથી તેઓએ દયા ખાઈ એક બે ટુકડા આપેલા તે ખાધેલા હત આ હકીકત અમે ગવર્નરની આગળ રજૂ કરી ત્યારે ગવર્નરે જણાવ કે તમે ચીનાઓની પાસે રોટી લીધી તે ગુન્હો કર્યો કહેવાય.

અમારી સમજ પ્રમાણે ઉપરનો ખોરાક એ તદન અણુઘટતો

તેથી અમે અરજ કરીએ છીએ કે યૂરોપિયન ધારા પ્રમા પૂપૂ છોડીને અમને ખોરાક મળવો જોઈએ; જેથી કરીને અમા

નિભાવ થઈ શકે. જે ખોરાક અમને મળે તે ખોરાક અમને પડેલી ટેવ અને અમારા રીતરિવાજને અનુસરતો હોવો જોઇએ.

આ કામ ઘણું ઉતાવળનું છે, તેથી અરજદારો અરજ ગુજારે છે કે, અમને જવાબ તારથી મળવો જોઈએ."

ઉપર પ્રમાણે અરજીમાં અમે એકવીસ માણસે સહી કરેલી. સહી થયા બાદ અરજી જતી હતી, તેવામાં બીજા હિંદી આવ્યા. તેઓને પણ પૂપૂ તરફ તિરસ્કાર હતો, તેથી અરજીની નીચે એક કલમ નાંખી કે ૭૬ માણસો આવ્યા છે, અને તેઓને પણ ઉપરની હરકત નડે છે, તેથી તુરત બંદોબસ્ત થવો જોઈએ. આ અરજી તારથી મોકલવા મેં ગવર્નરને વિનંતિ કરી, તેથી તેણે ટેલિફોનથી ડિરેક્ટરની પરવાનગી માંગીને તુરત પૂપૂને બદલે ચાર ઔંસ રોટીનો હુકમ કર્યો. લોકો બધા બહુ રાજી થયા. એટલે સવારના ૨૨ મી તારીખથી અમને ચાર ઔંસ રોટી મળતી, અને સાંજના પણ પૂપૂને દહાડે રોટી મળતી. સાંજના આઠ ઔંસ એટલે અરધી રોટીનો હુકમ હતો. આ બંદોબસ્ત માત્ર બીજે હુકમ થતાં સુધીને સારૂંજ હતો. ગવર્નરે આ સવાલને સારૂં કમિટી બેસાડી હતી. અને છેવટે આટો, ઘી, ચાવલ, તથા દાળ એમ આપવાની વાત ચાલી રહી હતી. તેવામાં અમારો છુટકારો થયો એટલે વિશેષ કંઈ થયું નહિ.

પ્રથમ જ્યારે અમે આઠજ જણ હતા, ત્યારે અમે કોઈ રાંધતા નહિ. ચાવલ ઠીક નહિ બનતા; ને જ્યારે લીલોતરીની વારી આવી ત્યારે લીલોતરી ગણીજ ખરાબ રંધાતી. તેથી અમે રાંધવાની

પણ પરવાનગી મેળવી. પહેલે દહાડે મિ. કડવા રસોઇ કરવા જતા. ત્યાર બાદ મિ. થંબી નાયડુ તથા મિ. જીવણ બે રસોઈ કરવા જતા. તેઓએ છેલ્લા દહાડાઓમાં રોજ દોઢસો માણસ જેટલાની રસોઇ કરેલી. રસોઈ કરવા એક વખત જવું પડતું. અઠવાડીઆમાં બે વખત લીલોતરીની વારી આવતી, ત્યારે રોજ બે વખત જવું પડતું. મિ. થંબી નાયડુની મહેનત ઘણી સરસ હતી. બધાઓને વહેંચી આપવાનું કામ મારા હાથમાં હતું.

ઉપરની અરજીમાં વાંચનાર જોઇ શકશે કે ઢબ એવી આપી છે કે ખાસ અમારેજ જૂદો ખોરાક જોઈએ છીએ એમ નથી. પણ હિંદી માત્રને સારૂ ફેરફાર થવો જોઈએ. ગવર્નરની સાથે વાત પણ એવાજ પ્રકારની થતી હતી. અને ગવર્નરે કબૂલ કરેલું. હજુ ઉમેદ રાખી શકાય છે કે જેલમાં હિંદી કેદીના ખોરાકનો સુધારો થઈ શકશે.

વળી ચીનાઓ ત્રણનેજ અમારાથી જૂદો ખોરાક ચાવલને બદલે મળતો, તેથી કચવાટ રહેતો. ચીનાઓને અમારાથી નોખા તથા હલકા ગણ્યા એમ આભાસ આવતો હતો, તેથી તેઓની વતી મેં ગવર્નરને તથા મિ. પ્લેફર્ડને અરજી કરેલી અને છેવટે હુકમ મળ્યો કે ચીનાઓને હિંદીના જેવોજ ખોરાક આપવો.

ખોરાક વિષે વિચાર કરતાં યુરોપિયનોને શું મળે છે તેની સરખામણી કરવા જેવું છે. તેઓને સવારે નાસ્તામાં પૂપ તથા રોટી આઠ ઔંસ મળે છે. ખાણામાં પણ હંમેશ રોટીને સૂપ અથવા રોટીને ગોસ્ત તથા પટેટા અથવા લીલોતરી. તથા સાંજે

હમ્મેશા રોટી તથા પૂપૂ. એટલે યુરોપિયનને રોટી ત્રણ વખત મળે તેથી પૂપૂ હોય યા ન હોય તેની દરકાર ન રહી. વળી ગોસ્ત અથવા સૂપ હંમેશા મળે એટલે તે પણ તેને વધારામાં થયું. આ સિવાય ઘણી વેળા તેઓને ચા અથવા કોકો પણ મળે છે. આ જોતાં કાફરાઓને પોતાને રૂચતો, અને યુરોપિયનોને તેઓને રૂચતો ખોરાક મળ્યો. હિંદી બાપડા અધર લટકયા! તેઓને પોતાનો ખોરાક નહિ. યુરોપિયનનો ખોરાક અપાય તો ગોરા લજવાય. હિંદીનો પોતાનો ખોરાક શું છે તેનો વિચાર શા સારૂં કરે? એટલે તેઓને કાફરાઓની હારમાં મૂકાઈ રીબાવુંજ રહ્યું!

આવું અંધેર આજલગી નભી રહ્યું છે, તેમાં આપણા સત્યાગ્રહની હું ખામી ગણું છું. એક રકમના હિંદી કેદી–તે ચોરીથી બીજો જોઈતો ખોરાક મંગાવીને ખાય, એટલે તેને ખોરાક બાબત ઈજા ભોગવવી પડે નહિ. બીજી રકમના હિંદી કેદી તે જે ખોરાક મળે તે ખાઈ શકે, અને પોતાની ઉપર પડેલાં દુ:ખની કહાણી કહેતાં શરમાય, અથવા તો બીજાને સારૂં કંઈ ચિંતા ન રાખે, તેથી બહારના અંધારામાં રહે. જો આપણે સત્યને વળગી રહીએ અને જ્યાં અન્યાય થાય ત્યાં ઉકળી રહીએ તો આવી ઈજા ઉપાડવી પડેજ નહિ. આમ સ્વાર્થ છોડી પરમાર્થ ઉપર નજર રહે તો દરદના ઈલાજો તુરત મળી રહે છે.

પણ જેમ આવી જાતની ઈજાના ઈલાજ કરવાની જરૂર છે, તેમ બીજો વિચાર કરવાનીએ જરૂર છે, કેદી હોઈને કેટલાંક સંકટ સહન કરવા [illegible] છે. જો કંઈ ઈજા ન હોય, તો કેદી શાના?

જેઓ પોતાના મનને મારી શકે છે તેઓ ઇજામાં સુખ માની જેલમાં લહેર કરી શકે છે. છતાં ઇજા છે તે વાત તેઓ ભૂલતા નથી. તેઓએ બીજાને ખાતર ભૂલવું પણ ન જોઈએ. વળી આપણે આપણા બધા રિવાજો એવી હદથી પકડી રાખીએ છીએ કે તેમાં કંઈ ફેરફાર થવાની જરૂર છે. "દેશ તેવો વેશ" એ કહેવત જગજાહેર છે. આપણે દક્ષિણ આફ્રિકામાં રહી અહિંનો સારો ખોરાક હોય તેની ટેવ પાડવી જોઈએ. પૂપૂ એ ઘઉંની જેમ સારો સાદો અને સોંઘો ખોરાક છે. તેમાં સ્વાદ નથી એમ પણ નહિ કહેવાય. કેટલીક વેળા ઘઉંથી પૂપૂ ચઢી જાય છે. વળી મારા વિચાર પ્રમાણે તો જે દેશમાં આપણે રહેતા હોઈએ તે દેશના માનને ખાતર તેની જમીનમાં પેદા થતો હોય તે ખોરાક, જો ખરાબ ન હોય તો, લેવો ઘટે છે. ઘણા ગોરાઓ પોતાને પસંદ છે તેથી પૂપૂ હંમેશા સવારે ખાય છે. તેની સાથે દૂધ અથવા શકર અથવા ઘી લેવાથી સ્વાદિષ્ટ બને છે. એટલે આવાં કારણોને લઈને, તેમજ આપણે હજુ ફરી જેલમાં ઘણી વખત જવું પડશે, તેથી પણ પૂપૂ ખાવાની આદત દરેક હિંદીએ પાડવાની જરૂર છે; એમ આપણે કરીશું તો જ્યારે પૂપૂ માત્ર નિમક નીસાથે ખાવાનો વખત આવશે, ત્યારે બહુ કફોડું નહિ જણાય. આપણી કેટલીક આદતો દેશના ભલાને સારૂ આપણે છોડયા વિના છૂટકોજ નથી. જે જે પ્રજાઓ આગળ વધી છે તે તે પ્રજાએ જેમાં મુદ્દાની વાત નથી તેમાં જતું કર્યું છે. મુક્તફોજવાળા તો જે દેશમાં જાય તે દેશના ખરાબ ન હોય તેવા રિવાજો, તથા પોશાક વગેરે પણ ધારણ કરી લોકોનાં મન હરી લે છે.

## દરદીઓ.

અમે દોઢસો જેલીમાંથી એક પણ માંદગી નહિ ભોગવતે તો બહુ તાજુબી ગણાત. પ્રથમ દરદીમાં મિ. સમુદરખાન હતા. તેને તો જેલમાં આવ્યા ત્યારેજ દરદ હતું. તેથી તેને આવવા પછી બીજેજ દિવસે હૉસ્પિતાલમાં લઈ ગયેલા. મિ. કડવાને સંધિવાની બિમારી હતી. કેટલાક દહાડા તો કેદખાનામાંજ મલમ વિગેરે દવા ડાક્ટર પાસેથી લીધી. પણ પાછળથી તે પણ હૉસ્પિતાલમાં ગયા. બીજા બે કેદીને ચકરી આવવાથી હૉસ્પિતાલમાં લઈ ગયેલા. હવા ઘણી ગરમ હોવાથી, અને કેદીઓને બહાર તડકામાં રહેવું પડતું તેથી કોઈ કોઇને ચકરી આવી જતી. તેઓની સારવાર જેટલી બને તેટલી થતી. છેલ્લા દિવસોમાં મિ. નવાબખાન પણ માંદા પડી ગયા હતા. અને છૂટવાને દહાડે તેને હાથે દોરવા પડયા હતા. ડાકટરે તેને દૂધ વિગેરે આપવાનો હુકમ કર્યા બાદ તેની તબીયત કંઈક ઠીક થઈ. છતાં એકંદરે સત્યાગ્રહી કેદીઓની તબીયત ઠીક રહેતી હતી એમ કહી શકાય.

## જગાની તંગી.

હું આગળ કહી ગયો છું કે કોટડીમાં અમને પૂરવામાં આવતા હતા. તે કોટડીમાં માત્ર એકાવન કેદી રહી શકે તેટલો મારગ હતો. ફળિયું પણ તેટલાજ કેદીને સારૂં હતું. છેવટે જ્યારે એકાવનને બદલે એકસો એકાવન કરતાં વધારે કેદી થયા ત્યારે બહુ મુશ્કેલી આવી, પડી. ગવર્નરે તંબુ બહાર નંખાવ્યા. ઘણાને ત્યાં લઇ જવામાં આવતા હતા. છેવટના દિવસોમાં એકસો કેદી

બહાર સુવા જતા. પણ તેઓને સવારના પાછા લાવતા, એટલે ફળિયું તો એકદમ સાંકડું પડયું. તેટલી જગ્યામાં બહુ મુશ્કેલીથી કેદીઓ રહી શકતા હતા. તેમાં વળી જ્યારે આપણી કુટેવ પ્રમાણે આપણે જ્યાં ત્યાં થૂંકીએ ત્યારે જગ્યા બહુ ગંદી થવાનો અને પછી મંદવાડ લાગૂ પડવાનો સંભવ હતો. સારે નસીબે લોકોને સમજાવતાં તેઓ માનતા, અને ફળિયું સાફ રાખવામાં મદદ કરતા. ઘણીજ કાળજી ફળિયું તથા જાજરૂ તપાસવામાં રખાતી હતી, તેથીજ લોકો માંદગીમાંથી બચી શકેલા. આટલા કેદીઓને એવી સાંકડમાં રાખ્યા તેમાં સરકાર ગુન્હેગાર છે એમ સૌ કોઈ કબૂલ કરશે. જો જગાની તંગી હતી તો સરકારને લાજમ હતું કે એટલા કેદીને નહિ મોકલવા જોઈતા હતા. જો લડત લાંબી ચાલી હત તો સરકાર કદિ વધારે કેદીનો સમાવેશ નહિ કરી શકત.

## વાંચન.

હું અગાઉ જણાવી ગયો છું કે જેલમાં અમને ટેબલ મળવાની ગવર્નરે રજા આપી હતી. સાથે ખડીયો, કલમ વિગેરે પણ આપ્યાં હતાં. જેલને લગતી લાયબ્રેરી છે. તેમાંથી કેદીઓને ચોપડીઓ મળે છે. તેમાંથી મેં કાર્લાઇલનાં પુસ્તક તથા બાઇબલ લીધાં હતાં. ચીનો ઇન્ટરપ્રીટર આવતો તેની આગળથી અંગ્રેજી કુરાનેશરીફ, હક્સ્લીનાં ભાષણો, બર્ન્સ, જોન્સન અને સ્કોટની જીંદગીનાં કાર્લાઇલે લખેલા વૃત્તાંત તથા બૅકનના નીતિ વિષેના નિબંધો એટલાં પુસ્તક લીધાં હતાં. મારી પોતાની ચોપડીમાંથી મણીલાલ નભુભાઈની ટીકાવાળું ગીતાજીનું પુસ્તક, તામીલ પુસ્તકો,

મોલવી સાહેબે આપેલ ઉર્દૂ કિતાબ, ટૉલ્સ્ટોયનાં લખાણ, રસ્કીન તથા સોક્રેટિસનાં લખાણ એવાં પુસ્તકો હતાં. આમાંના ઘણાંખરાં પુસ્તકો જેલમાં મેં વાંચ્યાં અથવા ફરી વાંચ્યાં. તામીલ અભ્યાસ નિયમસર કરતો હતો. સવારમાં ગીતાજી, ને બપોરે ઘણે ભાગે કુરાન શરીફમાંથી વાંચતો. સાંજે મિ. ફોરટૂનને બાઈબલ શીખવતો. મિ. ફોરટૂન પોતે ચિનાઈ ખ્રિસ્તી છે. તેનો અંગ્રેજી ભણવાનો ઈરાદો થવાથી તેને બાઈબલ વાટે અંગ્રેજી શીખવતો. બે માસ પૂરી જેલ ભોગવવાનું બન્યું હત તો કાર્લાઈલના એક પુસ્તકનો તથા રસ્કીનના પુસ્તકનો તરજુમો પૂરો કરવાની ઉમેદ હતી. હું માનું છું કે ઉપરનાં પુસ્તકોમાં હું ગિરફતાર રહી શકતો હતો, તેથી મને બે માસ સુધી વધારે જેલ મળત તોપણ હું કાયર નહિ થાત. એટલુંજ નહિ પણ મારા જ્ઞાનમાં હું ઉપયોગી વધારો કરી શકત. એટલે સમૂળગો સુખચેનમાં રહેત. વળી હું માનું છું કે જેને સારાં પુસ્તકો વાંચવાનો શોખ છે તે ગમે તે જગ્યાએ એકાંત સહેલાઈથી વેઠી શકે છે.

મારા શિવાય જેલી ભાઈબંધોમાં વાંચનારા મિ. સિ. એમ. પિલે, મિ. નાયડુ, તથા ચીનાઓ હતા. બંને નાયડુએ ગુજરાતી શીખવાનું શરૂ કર્યું હતું. છેવટના ભાગમાં કેટલીક ગુજરાતી ગાયનોની ચોપડી આવી હતી; તે ઘણાજણ વાંચતા હતા, પણ આને હું વાંચન ગણતો નથી.

### કવાયત.

જેલમાં વાંચવામાં આખો દિવસ નહિ ગાળી શકાય. અને તેમ બને તોપણ નુકશાનકારક નીવડે એમ જાણમાં હતું. તેથી

મહામુશીબતે દારોગાની પાસેથી કસરતી કવાયત શીખવાની પરવાનગી ગવર્નર પાસેથી લીધી. દારોગો બહુ ભલો હોવાથી અમને ઘણી ખુશીથી સાંજ સવાર કવાયત આપતો. તે ઘણીજ ફાયદાકારક હતી. લાંબી મુદત તે કવાયત ચાલુ રહી હત તો અમને બધાને બહુ ફાયદો વાત. પણ જ્યારે ઘણા હિંદી એકઠા થયા ત્યારે દારોગાનું કામ વધ્યું. ને ફળિયું સાંકડું પડયું. આવા કારણોથી કવાયત બંધ રહી. તોપણ મિ. નવાબખાન સાથે હતા એટલે તેની મારફતે થોડીઘણી પણ ઘરઘરાઉ કવાયત ચાલતી હતી.

વળી ગવર્નરની પરવાનગી મેળવીને અમે શિવવાના સંચાનો ઉપયોગ કરવાનું કામ પણ લીધું હતું. તેમાં કેદીઓનાં પાકીટ કરવાનું શીખતા હતા. મિ. ટી. નાયડુ તથા મિ. ઈસ્ટિન આવા કામમાં હોંશિયાર હોવાથી તેણે તો તુરત શીખી લીધું. મને ઘડ બેસતાં વખત ગયો. હજુ પૂરૂં શીખવાયું નહિ તેવામાં કેદીઓ એકદમ વધી પડયા, એટલે તે કામ અધુરૂં રહ્યું. આ ઉપરથી વાંચનાર જોઈ શકે છે કે માણસની ઈચ્છા હોય તો તે જંગલમાં મંગલ કરી શકે છે કે આમ એક પછી એક એમ કામ શીખીને કર્યા કરત તો કોઇ કેદીને જેલનો વખત ભારે નહિ લાગત; પણ તે પોતાના જ્ઞાનમાં ને શક્તિમાં વધારો કરીને બહાર નીકળત. એવા દાખલા જોવામાં આવ્યા છે કે કેદમાં સારી નિયતવાળા માણસોએ બહુ ભારે કામો પણ કર્યા છે. જોન બનિયને કેદમાં અતિ દુઃખો વેઠીને દુનિયામાં અમર થયેલું "પિલગ્રીમ્સ પ્રોગ્રેસ" નામનું પુસ્તક લખ્યું, તે પુસ્તકને અંગ્રેજો બાઈબલથી બીજે

દરજ્જે ગણે છે. મિ. તિલકે મુંબાઈની જેલમાં નવ માસમાં પોતાનું “ઑરાયન” નામનું પુસ્તક લખ્યું; એટલે જેલમાં કે બીજી જગ્યાએ સુખ પામીએ કે દુઃખ, સારા થઈએ કે નઠારા, તેનો આધાર ઘણે ભાગે આપણા પોતાના મન ઉપર રહે છે.

## મુલાકાત.

જેલમાં અમને મળવાને કેટલાક અંગ્રેજો આવતા. સાધારણ નિયમ એવો હતો કે એક મહિનાની અન્દર કોઈ પણ કેદીની મુલાકાતે કોઈ આવી શકે નહિ. ત્યાર પછી દર માસે એક રવિવારે એક જણને મળવાની છુટ આપવામાં આવે છે. આ નિયમમાં ખાસ કારણસર ફેરફાર કરવામાં આવે છે. એવા ફેરફારનો લાભ મિ. ફિલિપ્સે લીધો. અમે જેલમાં પહોંચ્યા તેને બીજેજ દહાડે મિ. ફોરટૂન જે ખ્રીસ્તી ચીના છે તેને કેદમાં મળવા સારૂં મિ. ફિલિપ્સે પરવાનગી મેળવી. અને તે તેને મળી મિ. ફોરટૂનને મળતાં તેઓ સાહેબ અમને બીજા કેદીઓને પણ મળ્યા. અમને બધાને હિમ્મતનાં વેણ સંભળાવ્યાં. ને પછી તેમના રિવાજ પ્રમાણે ખુદાની બંદગી કરી. મિ. ફિલિપ્સ આમ ત્રણ વખત મળી ગયેલા. તેજ મુજબ મિ. ડેવિસ કરીને બીજા પાદરી છે તે પણ મળી ગયા.

મિ. પોલાક તથા મિ. કોઅન ખાસ રજા મેળવીને એક વખત મળવા આવ્યા હતા. તેને તો માત્ર ઓફિસના કામ બાબત આવવાની પરવાનગી હતી. આમ જેઓ મળવા આવે તેની સાથે હંમેશાં દારેગો હોય છે ને જે વાત થાય તે તેની સમક્ષજ કરી શકાય.

મિ, કોર્ટરાઈટ “ટ્રાંસ્વાલ લીડર”ના અધિપતિ—ખાસ પરવાનગી

મેળવી ત્રણ વખત મળી ગયા. તેઓ સાહેબ સુલેહ કરાવવાના હેતુથીજ આવતા, એટલે તેને ખાનગીમાં [ દારોગાની ગેરહાજરીમાં ] મળવાની પરવાનગી હતી. હિન્દી કોમ શું કબૂલ કરશે? એનો વિચાર તેઓ સાહેબ પહેલી મુલાકાતે કરી ગયા હતા. બીજી મુલાકાતે તેમણે તથા બીજા અંગ્રેજ આગેવાનોએ ઘડેલા કાગળ લઇને તેઓ આવ્યા. તે કાગળમાં કેટલાક ફેરફાર કર્યા પછી મિ. કવીને, મિ: મિ. નાયડુએ તથા મેં સહી કકરી. આ કાગળ અને સમાધાની વિષે "ઓપિનિયન"માં બીજી જગ્યાએ બહુ લખાઈ ગયું છે, એટલે અહિં વધારે લખવાની જરૂર નથી.

ચીફ માજીસ્ટ્રેટ મિ. પ્લેફર્ડ પણ એક વખત મળવા આવેલા. તેને તો હંમેશાં મળવાનો હકક છે, અને તે કાંઈ ખાસ અમનેજ મળવા આવેલા એમ ન ગણાય. છતાં અમે બધા કેદમાં હતા તેથી ખાસ્રસ વખત રોકી આવેલા એમ કહેવાય છે.

## ધર્મનો અભ્યાસ.

કેદીઓને ધર્મનો અભ્યાસ મળવો જોઇએ એમ આ જમાનામાં પશ્ચિમના મુલકમાં બધી જગ્યાએ રિવાજ જોવામાં આવે છે, તેથી જોહાન્સબર્ગની જેલમાં કેદીઓને સારૂં ખાસ દેવળ છે. આ દેવળ ખ્રિસ્તીઓને સારૂં છે. દેવળમાં માત્ર ગોરા કેદીઓનેજ જવા દે છે. મેં મિ. ફોરટુનને તથા મારે સારૂં ખાસ માંગણી કરી. પણ ગવર્નરે જણાવ્યું કે, તે દેવળમાં માત્ર ગોરા ખ્રિસ્તી કેદીઓજ જઈ શકે. દરેક રવિવારે આ દેવળમાં ગોરા કેદીઓ જાય છે ને ત્યાં જૂદા જૂદા પાદરીઓ ધર્મનું શિક્ષણ આપે છે.

કાફરાઓને સારૂ પણ ખાસ પરવાનગી લઈ કેટલાક પાદરીઓ આવે છે. કાફરાઓને સારૂ દેવળ નથી. તેથી તેઓ જેલના મેદાનમાં બેસે છે. યાહુદીઓને સારૂ તેઓના પાદરી આવે છે.

પણ હિન્દુ મુસલમાનને સારૂ તેવું કંઈજ નથી, હકીકતમાં હિન્દી કેદી ઘણા હોતા નથી. છતાં ધર્મને સારૂં કેદમાં કશું સાધન નથી એ હિન્દી કોમને હિણુપત લગાડનારૂં છે. આ બાબત બંને કોમના આગેવાનોએ વિચાર કરી બંને ધર્મનું શિક્ષણ એક હિન્દી કેદી હોય તેને પણ આપવા વિચાર કરવો ઘટે છે. આવું કામ કરવાને મોલવી તથા હિન્દુ ધર્મગુરૂ સ્વચ્છ દિલના હોવા જોઇએ. નહિ તો શિક્ષણ તે શૂળરૂપ થઈ પડવાનો સંભવ છે.

### અંત.

— ઘણું ખરૂં જે જાણવા જેવું હતું તેનો સમાવેશ ઉપરનામાં થઇ જાય છે. કેદમાં કાફરાઓની સાથે હિન્દીની ગણત્રી થાય છે. તેને વિષે વધારે વિચાર કરવો ઘટે છે. ગોરા કેદીઓને સૂવાને ખાટલી મળે છે. દાંત સાફ કરવાને દાતણ, તથા નાક, મોઢું સાફ કરવાને ટુવાલ ઉપરાંત રૂમાલ મળે છે આ બધું હિન્દી કેદીને ન મળે તે તપાસવા જેવું છે.

આવી બાબતમાં આપણે કયાં પડીએ એમ કોઇએ ધારવાનું નથી. ટીપે ટીપે સરોવર ભરાય એ કહેવત પ્રમાણે ઝીણી બાબતો વડેજ આપણું માન વધે અથવા જાય. જેનું માન નથી તેનો ધર્મ નથી એવું આપણે અરબી જ્ઞાનના પુસ્તકમાં વાંચી ગયા. પ્રજાઓ મોટી થઇ છે તે ધીમે ધીમે પોતાનું માન જાળવીને થઈ છે. માન

એટલે ઉછાંછળાપણું નહિ, પણ ડરથી કે આળસથી જે આપણને ઘટે છે તે જવા નહિ દેવું એવી મનની સ્થિતિ, અને તે પ્રમાણેનું આચરણ એ ખરૂં માન છે. આવું માન તેજ માણસ જોઈ શકે છે, કે જેનો ખરો વિશ્વાસ–આધાર ખુદા–ઈશ્વર ઉપર છે. મારો ચોકસ અભિપ્રાય છે કે હરકોઈ કાર્યમાં ખરૂં જાણવું ને ખરૂં કરવું એવો ગુણ, જે માણસને ખરી શ્રદ્ધા નથી તેને હોઈ શકતો નથી.

## અનુભવ બીજો.

### પ્રસ્તાવ.

મને ઈ૦ સ૦ ૧૯૦૮ના જાનેવારીમાં જેલનો અનુભવ થયો તેના કરતાં આ વખતનો અનુભવ વધારે સરસ થએલો સમજું છું. તેમાંથી મને તો ઘણુંજ શીખવાનું મળ્યું છે, અને હું માનું છું કે બીજા હિંદીને તે લાભકર્ત્તા થઇ પડશે.

સત્યાગ્રહની લડત ઘણી રીતે લડી શકાય છે, પણ રાજ્ય-પ્રકરણી દુઃખોને ટાળવાનો મોટો ઉપાય જેલ વાટે જોવામાં આવે છે. આપણે વખતોવખત જેલ જવું પડશે એમ હું માનું છું. અને તે કંઈ હાલની ચાલતી લડતનેજ વાસ્તે નહિ, પણ બીજી જે ઇજાઓ પડશે તેને સારૂં પણ તેજ ઇલાજ છે. તેથી જેલને વિષે જેટલું જાણવા જેવું હોય તે જાણી લેવું એ હિંદીની ફરજ છે.

### કેદ.

જ્યારે મિ૦ સોરાબજી જેલમાં ગયા ત્યારે મેં ઇચ્છેલું કે હું તેમની પાછળ પહોંચું તો ઠીક, અથવા તો તેમના છુટવા પહેલાં

લડત પૂરી થાય. મારી આશા ભંગ થઈ. તેજ ઇચ્છા પાછી જ્યારે નાતાલના બહાદુર આગેવાનો જેલ ગયા ત્યારે પ્રબળ થઈ અને પાર પડી. ડરબનથી પાછો ફરતાં તા૦ ૭મી અકટોબરે મને વોકસરસ્ટ સ્ટેશન ઉપર પકડવામાં આવ્યો, કેમકે મારી પાસે મરજીયાત સર્ટીફીકેટ ન હતું, અને મેં આંગળા આપવા ના પાડી.

ડરબન જવાનો હેતુ નાતાલથી ભણેલા હિંદી તથા જેઓ ટ્રાન્સવાલના જૂના રહેવાસી હિંદી હતા તેમને લઈ આવવાનો હતો. ઉમેદ એવી હતી કે નાતાલના આગેવાનોની પાછળ ઘણાજ હિંદી નાતાલથી આવવા તૈયાર થશે. સરકારને પણ એમજ લાગ્યું. તેથી વોકસરસ્ટની જેલમાં સો કરતાં વધારે હિંદીને સારૂ સગવડ કરવા જેલરને હુકમ મળ્યો હતો. અને પ્રિટોરિઆથી તંબુઓ, કામળી વાસણ વિગેરે મોકલવામાં આવ્યા હતા. જ્યારે કેટલાક હિંદીઓની સાથે હું વોકસરસ્ટ ઉતર્યો ત્યારે પોલીસ પણ પુષ્કળ હતી. પણ બધો પ્રયાસ વ્યર્થ ગયો. જેલર અને પોલીસ નિરાશ થયા. કેમકે ડરબનથી મારી સાથે બહુજ થોડા હિંદી નીકળ્યા. એ ગાડીમાં માત્ર છજ હતા. ને તેજ દિવસની બીજી ગાડીમાં ડરબનથી બીજા આઠ નીકળ્યા. એટલે બધા મળીને ચૌદજ હિંદી આવ્યા. અમને બધાને પકડયા અને જેલમાં લઈ ગયા, બીજે દિવસે માજીસ્ટ્રેટ પાસે ઉભા રાખ્યા; પણ કેસ સાત દિવસ સુધી મુલતવી રહ્યો. બેલ ઉપર અમે છૂટવાની ના પાડી. બે દિવસ પછી મિ૦ માવજી કસનજી કોઠારી જે પોતાને હરસની બીમારી છતાં આવ્યા હતા, તેની બિમારી વધવાથી ને વોકસરસ્ટમાં પીકેટની જરૂર હોવાથી તેને જામીન ઉપર કહાડવામાં આવ્યા હતા.

## જેલમાં મુસલમાન ભાઇઓના રોજા.

અમે જેલમાં પહોંચ્યા ત્યારે મિ૦ દાઉદ મહમદ, મિ૦ રૂસ્તમજી, મિ૦ આંગલીઆ જેનાથી લડતનો બીજો ભાગ શરૂ થયો તે, મિ૦ સોરાબજી અડાજણીઆ તથા બીજા હિંદી ભાઇઓ પચીસ સુધી હતા. રમજાન મહિનો ચાલતો હતો તેથી મુસલમાન ભાઈઓ રોજા રાખતા હતા. તેમને ખાસ પરવાનગીથી સાંજના મિ૦ ઇસપ સુલેમાન કાજી તરફથી ખાવાનું આવતું હતું. તેથી રોજા બરાબર રાખી શકતા હતા. જો કે બહારની જેલોમાં બત્તીની સગવડ નથી હોતી, છતાં રમજાનને લીધે બત્તી તથા ઘડીઆળ રાખવાનો હુકમ આપવામાં આવ્યો હતો. સહુ મિ૦ આંગલીઆની પાછળ નિમાજ પઢતા હતા. રોજાવાળાઓને પહેલા દિવસોમાં કામ સખત આપેલું પણ પાછળથી તેઓને મજુરીનું કામ સોંપવામાં આવતું નહિ.

## હિંદીઓ માટે જૂદું રસોડું.

બાકીના જે હિંદી કેદી રહેલા તેઓને સારૂ આપણાજ જણને રસોઈ કરવાની રજા હતી. તેથી મિ૦ ઉમિયાશંકર શેલત તથા મિ૦ સુરેન્દ્રરાય મેઢ અને પાછળથી જ્યારે કેદીઓ વધ્યા ત્યારે મિ૦ જોશી જોડાયા હતા. જ્યારે આ ભાઈઓને દેશપાર કર્યા ત્યારે મિ૦ રતનશી સોઢા, મિ૦ રાઘવજી તથા મિ૦ માવજી કોઠારી હતા. ત્યારબાદ વળી જ્યારે ઘણાજ માણસો થયા ત્યારે તેમાં મિ૦ લાલભાઈ તથા ઉમર ઓસ્મમાન જોડાએલા. આ રસોઈ કરનારને સવારમાં બે વાગે યા ત્રણ વાગે ઉઠવું પડતું, અને સાંજના પાંચથી છ વાગ્યા સુધી તેમાં ગુંથાવું પડતું. જ્યારે ઘણા કેદીઓને છોડવામાં આવ્યા ત્યારે

રસોઇનો કારભાર મિ૰ મુસા ઈસાકજી તથા ઈમામસાહેબ બાવાઝીરે લીધો. આમ જે હિંદીઓ 'હમીદીઆ ઈસ્લામિક સોસાયટી'ના પ્રમુખ તથા વેપારી, જેમાંના કોઈએ કદી રસોઈ ખરૂં જોતાં નહિ કરેલી, તેના હાથની રસોઈ ખાધી તેના સારાં નશીબ સમજું છું. જ્યારે ઈમામ સાહેબ અને તેમની સાથેના છૂટયા ત્યારે રસોઈનો વારસો મને ઉતર્યો. મને કંઈક અનુભવ હોવાથી જરાએ અગવડ ન આવેલી. ચાર દિવસજ મારે ભાગે તે કામ રહ્યું. હવે [એટલે આ લખતી વેળા સુધી] તે કામ મિ૰ હરિલાલ ગાંધી કરે છે. અમે જેલમાં દાખલ થયા ત્યારે રસોઈ કોણ કરતું હતું, તે બાબત ઉપરના મથાળા હેઠળ નથી આવતી છતાં સગવડને સારૂ આપું છું.

## હિંદીઓ માટે જુદી કોટડીઓ.

અમે જેલમાં દાખલ થયા ત્યારે સૂવાની ત્રણ કોટડીઓ હતી. તેમાં હિંદીઓનો સમાવેશ કર્યો હતો. આ જેલમાં હિંદીઓ અને કાફરા જેલીઓને અલગજ રાખવામાં આવતા હતા.

મરદોની જેલમાં બે વિભાગ છે. એક યૂરોપિયનને સારૂં; અને બીજો કાફરઓ સારૂં—જેમાં બીજા બીનસફેદ [ ગોરા નહિ એવા ] માણસોનો સમાસ થાય છે. એટલે જો કે હિંદીને કાફરના વિભાગમાં રાખી શકતા હતા, છતાં જેલરે તેમને સારૂં સગવડ ગોરાના વિભાગમાં કરી હતી.

## કોટડી.

કેદીઓને સારૂ નાની કોટડીઓ હોય છે. અને દરેક કોટડીમાં દશ પંદર કે વધારે કેદીઓનો સમાવેશ થાય એવી ગોઠવણી હોય

છે. કેદખાનું બધું પત્થરનું ચણેલું છે. કોટડી ઉંચી છે, ભીંતોને પણ ઘણી વેળા ચૂનો લગાડવામાં આવે છે તેથી હમેશાં નવા જેવી લાગે છે. આંગણું કાળા પત્થરનું બાંધેલું છે, અને હમેશાં ધોવાય છે, તેમાં ત્રણ ત્રણ જણ સાથે ન્હાઈ શકે એવી ઝરાની ગોઠવણ છે. એ જાજરૂ છે, અને બેસવાના બાંકડા છે. ઉપર કાંટાવાલા વાળાની જાળી જડેલી છે, તે કેદીઓ દિવાલ ઉપર ચઢી નાસી જાય તેનો અટકાવ થવા સારૂ છે. દરેક કોટડીમાં અજવાળું તથા હવા ઠીક આવી શકે છે, તેમાં કેદીઓને સાંજના ૭ વાગે પુરે છે. કોટડીને બહાર તાળું મારી રાખે છે. એટલે કોઈને કુદરતી હાજત થાય તો તે કોટડીની બહાર જઈ શકતા નથી, તેથી કોટડીમાંજ હાજત જવાના જંતુનાશક પાણીથી ભરેલાં વાસણ હંમેશાં મૂકવામાં આવે છે.

## ખોરાક.

હું જ્યારે વોકસસ્ટની જેલમાં ગયો ત્યારે ત્યાં હિંદી જેલાઓને સવારના પૂપૂ અને બપોરના તથા સાંજે ચાવલ અને કંઈક તરકારી મળતાં હતાં. તરકારીમાં મુખ્ય ભાગે પટેટાજ હતા. ઘી બિલ્કુલ નહોતું મળતું. જેઓ કાચી જેલમાં હતા તેઓને ઉપરના ખોરાક ઉપરાંત સવારના પૂપૂની સાથે એક ઔંસ ચીની અને બપોરના અર્ધો રતલ રોટી મળતાં હતાં. રોટી તથા ચીનીમાંથી કેટલાક કાચી જેલવાળાને થોડા આપતા. કેદીઓને બે દહાડા માંસ મળવાનો હક હતો પણ હિંદુ અથવા તો મુસલમાનને માંસ ન મળતું હોવાથી તેની અવેજીમાં બીજું કંઈ મળવું જોઈતું હતું; તેથી અમે બધાએ અરજી કરી અને તેને પરિણામે એક ઔંસ ઘી

અને માંસને દહાડે તેની અવેજીમાં અર્ધો રતલ વાલ મળવાનો હુકમ થયો. વળી જેલની વાડીમાં તાંદલજાની ભાજી આપે ઉગતી હતી, તે તોડવા દેતા હતા, અને વખતોવખત પ્યાજ પણ વાડીમાંથી લેવાની પરવાનગી હતી. એટલે ઘી અને વાલનો હુકમ મળવા બાદ ખોરાક વિષે બહુ કહેવા જેવું ન કહેવાય. જોહાન્સબર્ગની જેલમાં ખોરાક કંઈક જૂદો છે. ત્યાં ચાવલની સાથે માત્ર ઘી મળે છે. તરકારી નથી મળતી. સાંજના બે દિવસ લીલોતરી અને પૂપૂ. ત્રણ દિવસ વાલ અને એક દિવસ પટેટા અને પૂપૂ મળે છે.

## જેલના ખોરાક માટેનો અસંતોષ દુર કરવાની જરૂર.

આ ખોરાક જોકે આપણી રૂઢી પ્રમાણે બરાબર ન ગણાય, તો પણ સાધારણ રીતે ખરાબ ન કહેવાય. ઘણા હિંદીને પૂપૂની ઉપર તિરસ્કાર છે ને તેથી જાણીજોઈને તે ખાતા નથી. પણ આને હું તો મોટી ભૂલ ગણું છું. પૂપુ એ મીઠો અને જોરાવર ખોરાક છે. આ દેશમાં તે ઘઉંની જગ્યા લઇ શકે છે. તેમાં જો સાકર મળે તો બહુ સ્વાદિષ્ટ લાગે છે, પણ સાકર ન હોય છતાં ભુખ લાગી હોય ત્યારે મીઠું લાગે છે. એ ખાવાની ટેવ પડી જાય તો ઉપરના ખોરાકમાં માણસ ભુખે ન મરે, એટલુંજ નહિ, પણ તેથી શરીરને મજબુતી મળે એવો તે ખોરાક થઈ પડે. તેમાં કેટલોક ફેરફાર કરાવાય તો તદન સંપૂર્ણ ખોરાક થાય. પણ દુઃખની વાત એ છે કે આપણે એવા સ્વાદીઆ થઈ પડયા છીએ અને આપણી ટેવો એવી પંપાળેલી છે કે આપણને મહાવરા મુજબ ખોરાક ન મળે તો આપણો મિજાજ જતો રહે છે. આવો અનુ-

ભવ મને વોકસરસ્ટમાં થયો અને તેથી હું દુઃખી થતો. ખોરાકનો કચવાટ હંમેશાં ચાલતો અને જાણે ખોરાક એજ જીવન હોયને, અથવા તો ખાવાનેજ સારૂ આપણે જીવતા હોઈએ નહિ, તેમ કકળાટ ઘણી વેળા થતો. આ પ્રમાણે કરવું સત્યાગ્રહીને ન ઘટે. ખોરાકમાં ફેરફાર કરાવવાની તજવીજ કરવી એ આપણું કામ છે. પણ ફેરફાર ન થાય તો તો જે મળતો હોય તેથી સંતોષ માની સરકારને બતાવી આપવું કે આપણે તેથી હારવાના નથી; એ પણ આપણી ફરજ છે. કેટલાક હિંદી માત્ર ખોરાકની અગવડને લીધે જેલનો ડર રાખે છે. તેમણે વિચારપૂર્વક ખોરાકને વિષે જે લાલસા બંધાઈ હોય તે છોડવી ઘટે છે.

## બે માસની સખત મજુરીની સજા.

હું ઉપર કહી ગયો તે મુજબ અમારો બધાનો કેસ સાત દિવસને સારૂં મુલતવી રહેલો, એટલે ૧૪ મી અકટોબરે કેસ ચાલ્યો. તે વેળા બીજા હીંદીઓને એક માસની, ને કેટલાકને છ અઠવાડીઆની સખત મજુરી સાથની જેલ મળી. એક બાળક છોકરો જે અગીઆર વર્ષનો હતો તેને ૧૪ દિવસની આસાન કેદ મળી. મારી ઉપરથી કેસ ખેંચી લેશે એવી મને ધાસ્તી લાગવાથી હું પીડાતો હતો. બીજાના કેસો થઈ રહ્યા પછી માજીસ્ટ્રેટે થોડી વખત કેસ મુલતવી રાખ્યા, એટલે હું વધારે ગભરાયો. પહેલા તો ચર્ચા એવી ચાલતી હતી કે મારી ઉપર રજીસ્ટર નહિ બતાવવાનું અને અંગુઠા નહિ આપવાનું તહોમત આવશે. એટલુંજ નહિ પણ બીજા વગર હક્કના હિંદીને ટ્રાન્સવાલમાં દાખલ

કરવાનું તહોમત મૂકવામાં આવશે. મનમાં હું વિચાર ઘોળ્યા કરતો હતો, તેટલામાં માજીસ્ટ્રેટ પાછા કચેરીમાં આવ્યા ને મારા કેસનો પોકાર થયો, અને મને રૂ૦ ૨૫ નો દંડ અથવા તો બે માસ સખત મજુરીની સજા મળી. આથી હું બહુ રાજી થયો અને બીજા ભાઇઓની સાથે કેદમાં રહેવાનું મળ્યું એમ માની મને સુભાગી સમજવા લાગ્યો.

## જેલના કપડાં.

જેલ મળ્યા બાદ અમને જેલી કપડાં મળ્યાં. તેમાં એક ટુંકી મજબુત ઇજાર, ખાદીનું ખમીસ, તેની ઉપર એક પહેરણ, એક ટોપી એક ટુવાલ મોજા, અને સેંડલ મળ્યા. આ કપડાં મને લાગે છે કે કામ કરવાને સારૂ બહુ સગવડ ભરેલાં, ટકાઉ અને સાદાં છે. આવાં કપડાંની સામે આપણે કંઇ કહેવા જેવું રહે નહિ. એવાં કપડાં હંમેશાં પહેરવાં પડે તોપણ તેથી કાયર થવા જેવું નથી. ગોરાઓને કપડાં કંઇક જૂદી રકમના મળે છે. મોજા ધુંટણ સુધી પહોંચે તેવાં તથા બે ટુવાલ ઉપરાંત રૂમાલ મળે છે. હિંદીને પણ રૂમાલ આપવાની જરૂર જણાય છે.

## જેલનું કઠણ કામ.

સખત મજુરીવાળા કેદી પાસેથી સરકારને દરરોજ નવ કલાક કામ લેવાનો હક છે. કેદીઓને હંમેશાં છ વાગે કોટડીમાં પૂરવામાં આવે છે. સવારના સાડાપાંચ વાગે ઉઠવાનો ઘંટ વાગે છે, અને છ વાગે કોટડીના દરવાજા ઉઘડે છે. કોટડીમાં પૂરતી વખતે અને કોટડીમાંથી કહાડતી વેળા કેદીઓની ગણત્રી કરવામાં આવે છે, તે ગણત્રી નિયમસર ને ઝપાટાબંધ થઇ શકે તેવા હેતુથી દરેક કેદીને

પોતાની પથારીની પાસે ધ્યાનપૂર્વક ઉભા રહેવાનો હુકમ થાય છે. દરેક કેદીએ પોતાની પથારી સંકેલી, ઠેકાણે મૂકી, મોં ધોઈ ૬ વાગતા પહેલાં તૈયાર થઇ રહેવું જોઇએ. અને સાત વાગે કામે ચઢવાનું થાય છે. કામ કરવાનું ઘણી જાતનું હોય છે, પહેલે દહાડે અમને સરીયામ રસ્તા પાસે ખુલ્લી જમીન હતી તે વાવેતર સારૂ ખોદવા લઇ ગયા હતા. તેથી કામ ન થઈ શકે એવા હોય તેને જવાની ફરજ ન હતી. અમને કાફરાઓની સાથે લઈ ગયા હતા. જમીન ઘણી કઠણ હતી તેથી કામ સખત હતું. તાપ ઘણો પડતો હતો. કામ કરવાની જગ્યા જેલથી લગભગ દોઢ માઇલ છેટી હોવી જોઇએ. બધા હિંદી કામ ઝપાટાબંધ કરવા લાગ્યા. પણ ટેવાએલા થોડાજ હતા, તેથી સહુને થાક ખુબ લાગ્યો. આમાં બાબુ તાલેવંતસીંગના બાળક રવિ-કૃષ્ણ પણ હતા. તેને કામ કરતા જોઈ હું બહુ મુંઝાતો હતો. છતાં તેની મહેનત જોઇ રાજી થતો હતો. જેમ દહાડો વધતો ગયો તેમ કામનો બોજો વધારે વધારે જણાયો. વોર્ડર(દરોગો) બહુ તીખો હતો. 'ચલાવો ચલાવો' એવા પોકાર કરી રહ્યો હતો. તેમ તેમ હિંદી ગભરાતા હતા. કેટલાકને મેં રોતા પણ જોયા. એક જણનો પગ સુઝેલો જોયો. આથી મારૂં દીલ રડતું હતું. છતાં હું સહુને કહેતો હતો કે દરોગાની દરકાર ન રાખતાં સૌએ સાચા દિલથી કામ કરવું. હું પોતે પણ થાકયો. હાથમાં ફોલ્લા સખત પડયા; તેમાંથી પાણી ચાલ્યાં. વાંકું વળવું એ મુસ્કેલ લાગતું હતું, અને કોદાળીનો ભાર મણ જેટલો લાગતો જણાયો. હું તો ઇશ્વિર પાસે માંગ્યા કરતો હતો કે મારી લાજ રાખે, મને અપંગ ન કરે, ને હું કામ બરાબર કરી શકું, એટલું મને જોર આપે; તેની ઉપર આધાર રાખીને કામ

કર્યા કરતો. દરોગો મને ઠપકારવા લાગ્યો. થાક ખાવાથી ઠપકો દેતો હતો. મેં તેને કહ્યું 'ટોકવાની જરૂર નથી. મારાથી કાળજાતુટ થાય તેટલું કામ હું કરીશ.' આ વખતે મિ૦ ઝીણાભાઈ દેશાઇને મેં મૂર્છિત થતા જોયા. મારી જગ્યાએથી તો મારાથી ખસાય નહિ એટલે હું જરા થોભ્યો. દરોગો ત્યાં ગયો. મેં જોયું કે મારે જવુંજ જોઈએ, તેથી હું દોડયો. બીજા પણ બે હિંદી આવ્યા. ઝીણાભાઇને પાણી છાટયું, તેને શુદ્ધિ આવી. દરોગાએ બીજાને કામ ઉપર મોક-લી દીધા. મને તેની પાસે બેસવા દીધો. ઝીણાભાઇને માથે ખુબ ઠંડુ પાણી રેડયું, પછી કંઇક આરામ થયો. દરોગાને કહ્યું કે તેનાથી ઘેર ચાલીને નહિ જવાય તેથી ગાડી મંગાવી. ગાડીમાં તેને લઇ જવા મને હુકમ થયો. ઝીણાભાઈને માથે પાણી રેડતાં હું વિચાર કરવા લાગ્યો.

## ભરેલાં પગલાં વિષે ફરી વિચાર. તે માટે અંતરનો સંતોષ.

'મારા શબ્દો ઉપર આધાર રાખી ઘણા હિંદી જેલમાં આવે છે. હું જો ખોટી સલાહ આપતો હઉં તો હું કેટલો પાપી બનું? મારે લીધે આટલું દુઃખ હિંદીને થાય? મેં એમ વિચારી ઉંડો શ્વાસ નાંખ્યો. ઇશ્વરને સાક્ષી જાણી ફરી વિચાર્યું ને હું વિચારમાં ડુબકી મારી પાછો હસી નીકળ્યો. મેં જે સલાહ આપી છે તે બરાબર છે એમ મેં જોયું. દુઃખ ભોગવવામાંજ સુખ છે, તો પછી દુઃખથી કંઈ ખેદ પામવાનું કારણ નથી. આ તો મૂર્છા આવી પણ મોત થાય તોપણ મારાથી બીજી સલાહ અપાય તેમ નથી. જન્મ–બંધન કરતાં આમ દુઃખ ભોગવી બેડીમાંથી મુક્ત થવું એજ આપણું કર્તવ્ય છે એમ

વિચારી હું બેફીકર થયો ને ઝીણાભાઈને હિંમત રાખવાની સલાહ આપતો થઇ ગયો.

ગાડી આવી કે તુરત ઝીણાભાઇને તેમાં સુવાડી લઈ ગયા. વડા દરોગા પાસે ફરીયાદ કરી. તેની તપાસ ચાલી ને દરોગાને ઠપકો મળ્યો. ઝીણાભાઇને બપોરને કામે નહિ લઈ ગયા. તેજ પ્રમાણે બીજા ચાર હિંદી અશક્ત જણાયા. બાકીના બધા પાછા કામે ચઢયા. બપોરના બારથી એક વાગા સુધી કામ કરવું પડે છે. બપોરના અમારી દેખરેખ ગોરા દરોગાને બદલે કાફર દરોગાને સોંપી. કાફર દરોગો ગોરા કરતાં ઠીક હતો. તે બહુ ટોકણી નહોતો કરતો કોઈ કોઈ વખત બોલતો હતો. વળી બપોરના કાફરોને તથા હિંદીને તેજ જગ્યામાં પણ જૂદા જૂદા ભાગમાં રાખ્યા. અમને પ્રમાણમાં પોચી જમીન ખોદવા આપી.

જે માણસે આ કંટ્રાકટ લીધો હતો તેની સાથે મારે વાત થયેલી, તેણે કહ્યું કે હિંદી કેદીની મજુરીથી તેને નુકસાન થવાનો સંભવ છે. હિંદીથી કાફરોની બરોબર એકાએક શરીરબળ ચલાવાય તેમ નથી, એ વાત તેણે મંજુરી રાખી. વળી મેં તેને કહ્યું કે હિંદી કોઈ દરોગાની બીકથી કામ કરનારા નથી, તે તો માત્ર ખુદાનો ડર રાખીને બનશે તેટલુંજ કરશે. પણ મારે આ વિચાર પાછળથી સારી પેઠે બદલવો પડયો. તે આપણે હવે પછી જોઈએ.

## બીજો દિવસ.

બીજે દહાડે અમને બાહાર કહાડયા. પણ અમને ગોરા દરોગાની સાથે નહિ મોકલતાં એક કાફર દરોગાની સાથે મોકલ્યા. તે

દરોગો પણ ગયા દિવસનો કાફર નહતો. આ કાફર દરોગાને ભલામણ હતી કે અમને બીલકુલ ન ટોકે.

## સહેલું કામ.

અમને ભલામણ હતી કે અમારે બને તેટલું કામ સાચી દાનતથી કરવું. જે કામ સોંપ્યું હતું તે પણ હળવું હતું. મ્યુનિસિપાલિટિની જમીનમાં પણ સરીયામ રસ્તા પાસે ખાડા ખોદવાના તથા પુરવાના હતાં. આમાં થાક મળી શકતો હતો. મને અનુભવ થયો કે જો માત્ર ખુદાજ સાક્ષી રહે તો આપણે કામની ચોરી કરનારા છીએ. કેમકે માણસોના કામમાં ઢીલ જોવામાં આવતી હતી.

## દાનત ખરી હોવી જોઇએ.

મારો ખાસ મત છે કે આવી કામની ચોરી એ આપણને એબ લગાડનારી વાત છે; અને આપણી લડતમાં જે ઢીલ થઈ છે તેનું પણ આ કારણ છે સત્યાગ્રહનો રસ્તો સહેલો તેમ અઘરો પણ છે, આપણી દાનત ખરી હોવી જોઇએ. આપણને કંઇ સરકારની જોડે વેર નથી. તેને આપણે વેરી સમજતા નથી. સરકારની સામે લડીએ છીએ તે તેની ભૂલ સુધારવા ને ખોડ ભૂલાવવા. આપણે તેના સામે થવામાં તેનું ભલું માનીએ છીએ. આ વિચાર પ્રમાણે આપણે તો જેલમાં તાકાત મુજબ કામ કરવું જોઇએ. કદાચ આપણે એમ માનીએ કે આપણે નીતિને રસ્તે કામ કરવાની જરૂર નથી, તો આપણે દરોગો હોય ત્યારે પુરૂં કામ કરીએ છીએ તેમ નહિ થવું જોઇએ. કામ કરવું એ વાજબી ન હોય તો આપણે દરોગાની પરવા નહિ કરતાં સામે થવું જોઇએ, અને તેને પરિણામે વધારે જેલ મળે

તો ભોગવવી જોઈએ. પણ આવું કોઈ હિંદી માનતો નથી. જે કામ નથી કરતા તે માત્ર આળસથી અને કામની ચોરીને લીધે. આવું આળસ તથા આવી ચોરી આપણને ન શોભે. સત્યાગ્રહી તરીકે આપણે જે કામ આવડે તેવું કરવું જોઈએ; અને દરોગાની બીક રાખ્યા વિના કામ કરીએ તો આપણને તકલીફ પડે નહિ. ગજા ઉપરાંત તો કામ કરવાનું રહેજ નહિ. કામ કરવાની ચોરીને લીધે જેલમાં લોકોને કેટલુંક દુઃખ ભોગવવું પડયું હતું.

આટલી વાત કર્યા પછી પાછા આપણે કામની વાત ઉપર આવીએ. દિવસે દિવસે અમારૂં કામ હળવું થવા લાગ્યું

## વાવેતરનું કામ.

જે ટોળીમાં હું ગયો હતો તે ટોળીને ત્યારબાદ જેલના બગીચો સાફ રાખવાનું, તેમાં વાવેતર કરવાનું વિગેરે કામ મળ્યું. મુખ્ય ભાગે મકાઇ વાવવાનું અને બટેટાના ક્યારા સાફ કરવાનું તથા પટેટાના છોડ ઉપર ધુળ ચઢાવવાનું હતું

## ખોદવાનું કામ.

બે દહાડા વળી મ્યુનિસિપાલિટિનું તળાવ ખોદવા લઇ ગયા હતા. તેમાં ખોદવાનું, ધુળની ઢગલી કરવાનું, ઐરોમાં લઇ જવાનું કામ હતું. આ કામ વળી કઠણ આવ્યું. તેનો અનુભવ માત્ર બે દિવસ મળ્યો. મને કાંડા ઉપર સોજો ચઢયો હતો. તે માટીના ઉપચારથી નાબુદ થયો.

આ જગ્યા ચાર પાંચ માઇલ છેટે હોવાથી અમને ટ્રોલીમાં લઇ જતા. ખાવાનું તળાવે પકાવવું પડતું, તેથી સીધું બળતણ પણ

સાથે લઈ જતા. આમાં પણ કંટ્રાકટરને સંતોષ ન મળ્યો. અને કાફરોની બરોબરી ન કરી શકર્યાં. બે દહાડા તળાવ ઉપર કામ કરાવીને અમને બીજું કામ સોંપ્યું. આજ લગી ઘણે ભાગે કામ કરી શકે તેવા હિંદીને સાથે લઇ જતા. હવે તેમ કરવાને બદલે ભાગ પાડયા. કેટલાકને સોલજરોની કબર આસપાસ ઘાસ ઉગી ગયું હતું તે ખોદી કહાડવા મોકલ્યા. આ પ્રમાણે કેટલોક વખત ચાલ્યું. દરમ્યાન બાર બર્ટનના કેસ પછી લગભગ પચાસ હિંદી છૂટ્યા.

## વાડીનું કામ.

ત્યારબાદ હંમેશાં વાડીનું કામ મળતું. તેમાં ખોદવાનું, લણવાનું, કચરો કહાડવાનું વિગેરે હતું. આ કામ ભારે નહિ ગણાય, અને બહુ તન્દુરસ્તી આપનારૂં કહી શકાય. જાથુ નવ કલાક સુધી એવું કામ કરતાં પ્રથમ કંટાળો આવે, પણ ટેવ પડયા પછી તેવું નહિ થાય.

## પાયખાના સાફ કરવાનું કામ.

આવા કામ ઉપરાત દરેક કોટડીમાં પેસાબ વિગેરેની બકેટ હોય છે. તે કોટડીના માણસોને ઉપાડી જવાની ફરજ છે. મેં જોયું કે આવું કામ કરતાં આપણા માણસો અચકાય છે. ખરૂં જોતા તેમાં અચકાવાનું કંઇ કારણ નથી. કામ કરવામાં નામોશી કે એબ માનવી એ ભૂલ ગણાય. વળી જેલમાં જનારને એવી ઇબારત પોષાય નહિ. હું જોતો કે કોટડીમાંથી પેસાબની બકેટ કોણ લઇ જશે એવો સવાલ કેટલીક વખત ઉઠતો. આમ સવાલ ઉઠવાને બદલે જો આપણે સત્યાગ્રહની લડત પૂરી સમજતા હોઇએ તો તેવું કામ કરવામાં હરિફાઇ થવી જોઇએ. ને જેને ભાગે તે કામ કરવાનું આવે તેણે

માન સમજવું જોઈએ. એટલે કે સરકાર તેવુ કામ સોંપે તેમાં માન નહિ, પણ આપણે તે કામ કરવાનુંજ છે, તો પછી જે પહેલો તૈયાર થાય તે વિશેષ માનને લાયક છે. આપણે દુઃખ ઉઠાવવા તૈયાર થયા છીએ તો પછી એક બીજાના કરતા વધારે દુઃખ ઉઠાવવા તૈયાર થવું; ને જેના ઉપર વધારે પડે તેને માન માનવું જોઈએ. આવો દાખલો મિ૦ હસન મિરઝાંએ બેસાડયો હતો. મિ૦ હસન મિરઝાને ફેફસાંનું ઘણું ખરાબ દરદ છે. પોતે નાજુક તબીયતના છે. છતાં તેણે હંમેશાં જે કામ તેને ભાગે આવ્યું, તે ખુશી થઈને ઉપાડયું. એટલુંજ નહિ પણ પોતાની તબીયતની દરકાર ન કરી. એક વખત એક કાફર દરોગાએ તેમને વડા દરોગાનું પાયખાનું સાફ કરવાનું સોંપ્યું, તે કામ તેણે તરત ઉપાડી લીધું. કોઇ દિવસ નહિ કરેલું, તેથી તેને ઉલટી થઈ, તેની તેણે દરકાર નહિ કરી. બીજું પાયખાનું સાફ કરતા હતા, તેવામાં હું જઈ ચઢયો ને મેં અચંબા સાથે તેમને કામ કરતા જોયા. મને તો તેમના તરફ અત્યંત વહાલ આવ્યું. પૂછપરછ કરી એટલે પહેલા પાયખાનાની ખબર પડી. એક વખત તેજ કાફર દરોગાને વડાએ હુકમ કર્યો હશે કે હિંદીને હિંદી પાયખાના ખસુસ રાખ્યાં હતાં તે સાફ કરવા બોલાવવા. આને સારૂ દરોગાએ મારી પાસે આવીને બે માણસ માગ્યા. મને લાગ્યું કે હું પોતેજ તે કામને સારૂ સરસ ગણાઉં તેથી હુંજ ગયો.

## તે માટે હિંદીઓને અણગમો.

મને તો એવા કામમાં ધિક્કાર છેજ નહિ. હું માનું છું કે એવું કામ કરવાની આપણે ટેવ પાડવી ઘટે છે. એવાં કામની

સામે આપણે ચીઢ રાખીએ છીએ તેને પરિણામે ઘણે ભાગે આપણા આંગણાં તથા જાજરૂ વિગેરે આપણે ખરાબ સ્થિતિમાં જોઇએ છીએ એટલુંજ નહિ પણ તેને લીધે મરકી વિગેરે રોગો આપણે પેદા કરીએ છીએ. જાજરૂ તો હંમેશાં ખરાબજ હોય એમ આપણે માની બેઠા છીએ, અને ઘણી વેળા આપણે ગંદાઇનું તહોમત ભોગવીએ છીએ.એવી જાતનું કામ ન કરવાને માટે એક હિંદીને સોલીટરી સેલની એટલે કે ભોંયરામાં પૂરી રાખવાની સજા ભોગવવી પડી હતી. સજા ભોગવી તેની હરકત નથી ગણતો, પણ તે સજા ભોગવવાની જરૂર નહોતી, અને તેવા કામની આનાકાની કરવામાં આપણે પાછા પડીએ એ ઠીક ન ગણાય. હવે જ્યારે હું તે કામને સારૂ જવા લાગ્યો ત્યારે દરોગો બીજાઓને ટોકવા લાગ્યો, કે તેઓએ નીકળવું જોઇએ. આથી હુકમની વાત ફેલાઈ અને તુરત મિ૦ ઉમર ઓસમાન તથા મિ૦ રૂસ્તમજી મદદે દોડયા, જો કે કામ બહુ ઓછું હતું. આ વાત લખવાનો હેતુ એ છે કે તેઓએ પણ તેવું કામ સરકાર કરાવે તો કરવામાં માન માન્યું. જો આપણને મળતાં કામથી આપણે નારાજ રહીએ તો આપણાથી ખરી લડાઇમાં ભાગ ન લઈ શકાય.

## જોહાન્સબર્ગમાં બદલી.

ઉપર પ્રમાણે વોકસ્રસ્ટની જેલમાં કામનો હેવાલ હું આપી ગયો છું. પણ મારા બે મહિના પૂરા કંઈ તે જેલમાં નહિ ગએલા, અને કેટલાક દિવસને સારૂ અચાનક જોહાન્સબર્ગ મોકલી દેવામાં આવ્યો હતો. ત્યાં જે બન્યું તે જાણવા જેવું છે. ૨૫ મી અકટોબરે મને ત્યા લઇ જવામાં આવ્યો. તેનું કારણ મારે દરજી ડાહ્યાના

કેસમાં જુબાની આપવાનું હતું. તે સિવાય બીજાં કારણો હશે એમ બહુ તર્કવિતર્ક થતા હતા. આશાએ ભર્યા બધા એમ પણ માનતા હતા કે કદાચ મિ. સ્મટ્સની મુલાકાતની પણ વાત હોય. પાછળથી જોવામાં આવ્યું કે એવું કંઈજ ન હતું. મને જવાને જોહાન્સબર્ગથી એક ખાસ દરોગાને મોકલવામાં આવ્યો હતો. એ દરોગાને તથા મને રેલ્વેનો એક ડબો મળ્યો હતો. ટીકીટ બીજા વર્ગની હતી, તેનું કારણ તો એજ હતું કે તેમાં ત્રીજા વર્ગના ડબા ન હતા. કેદીઓને ત્રીજાજ વર્ગમાં લઈ જતા હોય એમ જણાય છે. રસ્તામાં પણ પોશાક કેદીનોજ હતો. મારો સામાન હતો તે મારી પાસેજ ઉપાડાવવામાં આવ્યો હતો. જેલથી સ્ટેશન સુધી ચાલતા જવાનું હતું. જોહાન્સબર્ગ પહોચ્યા પછી ત્યાંથી જેલ સુધી સામાન ઉંચકીને ચાલતા જવું પડયું. આ વાત ઉપરથી છાપાઓમાં બહુ ટીકા થયેલી. વિલાયતની પાર્લામેંટમાં સવાલ પૂછાએલા. ઘણા લોકોના મન દુ:ખાયાં. સહુને એમ લાગી આવ્યું કે મારા જેવા રાજ્યપ્રકરણી કેદીને જેલીના પોશાકમાં ચાલતો ને બોજો ઉંચકાવીને લઇ જવો નહતો જોઈતો.

## મિત્રોને લાગણી.

લોકોનાં મન દુ:ખાય એ સમજાય તેવું છે. જ્યારે આમ જવાનું છે એમ મિ. આંગલીઆએ સાંભળ્યું ત્યારે તેમની આંખોમાં પાણી આવ્યાં. મિ. નાયડુ તથા મિ. પોલાકને ખબર પડી ગયેલી તેથી તે મને સ્ટેશન ઉપર મળેલા. તેઓ પણ મારી સ્થિતિ જોતાં રોવા જેવા થઈ ગયા. આમ થવાનું કારણ કંઈ નથી, આ દેશમાં

રાજ્યપ્રકરણી અને બીજા જેલી વચ્ચે સરકાર તફાવત રાખે એવો સંભવ નથી. આપણને જેમ વધારે દુઃખ આપે અને આપણે તે ઉઠાવીએ તેમ વહેલો છૂટકારો થાય. વળી જેલીનો પોશાક પહેરવો, ચાલતા જવું ને સામાનનો ભાર ઉંચકવો એ વિચાર કરતાં કંઈ દુઃખરૂપ નથી, પણ દુનિયા તો આવી વસ્તુને એમ માન્યાજ કરશે તેથી વિલાયતમાં શોરબકોર થયો.

## દરોગાનું વર્તન.

રસ્તામાં દરોગા તરફથી ઈજા જરાએ ન હતી. દરોગો પોતે જાહેર પરવાનગી ન આપે. તો જેલ સિવાયનો બીજો ખોરાક ન ખાવો તે મારો નિશ્ચય હતો. તેથી આજ લગી હું જેલના ખોરાક ઉપરજ નભ્યો હતો રેલમાં તો મને ખાવાનું બંધાવ્યું ન હતું. દરોગાએ મને જે ખોરાક લેવો હોય તે લેવાની છૂટ આપી. સ્ટેશન માસ્તરે મને પૈસા આપવાનું કહ્યું. મેં તેનો ઉપકાર માન્યો પૈસા લેવાની ના પાડી. મિ. કાજી જે સ્ટેશન ઉપર હાજર હતા તેમની પાસેથી શિલિંગ દશ લીધી, તેમાંથી દરોગાને સારૂ તથા મારે સારૂ રેલમાંથી ખાવાનું લીધું.

## જોહાન્સબર્ગની જેલમાં પહેલી રાત્રિ.

જોહાન્સબર્ગ પહોંચ્યા તે વખતે સાંજ પડી હતી, તેથી મને બીજા હિંદીની પાસે નહોતા લઈ ગયા. મુખ્યત્વે કેદખાનામાં જયાં કાફરા કેદીઓ દરદી હતા તેઓની કોટડીમાં મને બિછાનું આપ્યું. કોટડીમાં મારી રાત ઘણા દુઃખમાં તથા ભયમાં ગઈ. મને બીજેજ દહાડે આપણા લોકો પાસે લઈ જશે એમ ખબર નહોતી અને

આવીજ જગ્યાએ રાખશે એમ માની હું ભય પામ્યો. ને બહુ અકળાયો, છતાં મન સાથે નિશ્ચય કર્યો કે મારૂં કર્તવ્ય તો એજ હતું કે મારે જે દુઃખ હોય તે સહન કરવું. ભગવદ્‌ગીતાજી પુસ્તક મારી સાથે હતું તે મેં વાંચ્યું. વખતને અનુકૂળ પડતાં શ્લોકો વાંચી તેનું મનન કરી ધીરજ રાખી.

## કાફરો સાથે.

અકળાવાનો સબબ એ હતો કે કાફરો તથા ચીના કેદી જંગલી ખૂની તથા અનીતિવાળા લાગ્યા. તેઓની ભાષા હું જાણતો નહોતો. કાફરોએ મને સવાલો પૂછવા શરૂ કર્યા. તેમાં પણ મેં મશ્કરી જેવું જોયું. હું તે સમજી શક્યો નહિ. મેં કંઇ જવાબ ન વાળ્યો. તેણે મને ભાંગેલા અંગ્રેજીમાં પૂછ્યું “ આમ મને શા સારૂ લાવ્યા છે ? ” મેં થોડો ઉત્તર દીધો ને મુંગો રહ્યો. પછી ચીનાએ શરૂ કર્યું. તે વધારે ખરાબ જણાયો. મારી પથારી આગળ આવી ને મને જોવા લાગ્યો. હું ચૂપ રહી પછી તે કાફરની પથારી આગળ ગયો. ત્યાં બંને જણ એક બીજાની ભુંડી મશ્કરી કરવા લાગ્યા ને એબ ઉઘાડવા લાગ્યા. આ બંને કેદીઓ ખૂનના કે મહાચોરીના આરોપવાળા હતા. આવું જોઈ મને ઉંઘ તો શાનીજ આવે ? બીજે દહાડે ગવર્નરને આ બધું સંભળાવીશ એમ વિચાર કરી મોડી રાત્રે હું થોડું ઉંઘ્યો.

ખરૂં દુઃખ તો આ કહેવાય. સામાન ઉંચકવા વિગેરેનું તો કંઈજ નથી. જે અનુભવ મને થયો તેવો બીજા હિંદીને થતો હશે બીજા પણ ડરતા હશે એમ યાદ કરી વળી હું ખુશી થયો કે આવું દુઃખ હું પણ અનુભવું છું. તે અનુભવથી હવે સરકાર

સાથે લડત વધારે લડીશ ને જેલમાં આવી બાબતમા સુધારા કરવાનું બનશે એમ મેં ધાર્યું. આ બધો સત્યાગ્રહની લડતનો આડકતરો ભાગ છે.

બીજે દહાડે ઉઠતાંજ મને જ્યાં બીજા હિંદી કેદી હતા ત્યાં લઈ ગયા, એટલે મને ઉપરની બાબત ગવર્નરને કહેવાનો પ્રસંગ આવ્યો, જો કે તેવી રીતે હિંદી કેદીઓને કાફરાઓની કે બીજાની કે બીજા સાથે નહિ રખાય તેમ કરાવવાની લડત લેવાનું મનમાં રાખેલું છે. હું ગયો ત્યારે હિંદી કેદીઓ લગભગ પંદરેક હતા. તેમાં ત્રણ સિવાય બીજા સત્યાગ્રહી હતા. ત્રણ જણ બીજા ગુન્હાવાળા હતા. આ કેદીઓને કાફરોની સાથે રાખવામાં આવતા હતા. હું ગયો ત્યારે વડા દરોગાએ હુકમ કર્યો કે અમને બધાને નોખી કોટડી મળે મેં દિલગીરીની સાથે જોયું કે કેટલાક હિંદીઓ કાફરાની સાથે સુવામાં રાજી રહે છે. તે એવા કારણથી કે ત્યાં ચોરીથી તમાકુ વિગેરે મળી શકે છે. આ આપણે શરમ ઉપજાવનારૂં છે. આપણને કાફરા કે કોઈની ઉપર તિરસ્કાર ન હોય, પણ તેઓની વચ્ચે તથા આપણી વચ્ચે સાધારણ વ્યવહારમાં એકતા નથી એ ન ભૂલાય તેવું છે. વળી જે તેઓની સાથે સુવાને માગે છે તે જૂદાજ હેતુથી. એટલે જો આપણે ચઢવાના હોઇએ તો આવો ભાવ આપણા મનમાંથી નીકળવાની જરૂર છે.

## જેલમાં એક દુઃખદ અનુભવ.

જોહાન્સબર્ગની જેલમાં બીજો પણ એક દુઃખદ અનુભવ થએઓ. ત્યાં બે વિભાગ જૂદી જાતના છે. એક વિભાગમાં કાફરી તથા હિંદી મજુરીવાળા કેદી રહે છે. બીજા વિભાગમાં સાક્ષી

કેદીઓને પૂરેલા હોય છે, ને તેમાં દિવાની જેલ ભોગવનારા હોય છે. તેમાં સખ્ત મજુરીવાળા કેદીને જવાનો હક નથી હોતો. અમારૂં સુવાનું બીજા વિભાગમાં હતું. પણ બીજા વિભાગનું જાજરૂ વિગેરે અમે હકથી ન વાપરી શકીએ. પહેલા વિભાગના જાજરૂમાં એટલા બધા કેદી હોય છે કે તેમાં જાજરૂની મહા પંચાત પડે છે. કેટલાક હિંદીને આ બહુ દુઃખરૂપ વાત થઈ પડે છે. તેમાંનો એક હું હતો. મને દરોગાએ કહ્યું હતું કે બીજા વિભાગના જાજરૂમાં જવામાં હરકત નથી. તેથી તેમાં હું ગયેલો. આ જાજરૂમાં બીડ તો હોય છે. વળી જાજરૂ ખુલ્લા હોય છે. તેને દરવાજા નથી હોતા. હું જેવો બેઠો કે તેવોજ એક જબરો મજબૂત વિક્રાળ કાફરો આવ્યો. તેણે મને ઉઠી જવા કહ્યું. ને ગાળો દેવા લાગ્યો. મેં કહ્યું હમણાજ ઉઠું છું. તેટલામાં તો મને બાથ ભીડીને ઉંચકયો ને બહાર ફેંકયો. સારે નસીબે મેં બારશાખ પકડી લીધી એટલે હું ન પડયો. આમાં કંઈ હું ગભરાયો નહોતો. હસીને હું તો ચાલતો થયો; પણ એક બે હિંદી કેદી જેણે આ બનાવ જોયો તેઓ રડી પડયા. જેલમાં તેઓથી મદદ તો થાય નહિ, એટલે નિરૂપાય જાણી તેઓને ખેદ થયો. આવી જાતનાં દુઃખ બીજા હિંદીઓને પણ ભોગવવા પડયા છે એમ મેં પાછળથી સાંભળ્યું. આ બાબતની મેં ગવર્નરને વાત કરીને જણાવ્યું કે હિંદી કેદીઓને સારૂ નોખા જાજરૂની ખાસ જરૂર છે. ને એમ પણ જણાવ્યું કે કાફરા કેદીઓની સાથે હિંદી કેદીઓને મુદ્દલ ન રાખવા જોઇએ. ગવર્નરે તુરત હુકમ કર્યો કે મોટી જેલમાંથી જાજરૂઓ હિંદી કેદીને સારૂ કાઢી આપે; અને બીજે દિવસથી જાજરૂની તકલીફ મટી. હું

પોતે ચાર દિવસ સુધી જાજરૂના ખુલાસા વિના રહેલો તેથી તબીયતને પણ જફા પહોંચી હતી.

## કોર્ટમાં.

જોહાન્સબર્ગમાં રહ્યો તે દરમ્યાન મારે કોર્ટમાં ત્રણ ચાર વખત જવું પડ્યું હતું. ત્યાં મિ. પોલાકને તથા મારા દીકરાને મળવાની રજા મળી હતી. બીજા પણ કોઈ વેળા મળી જતા. કોર્ટમાં મને ઘરનો ખોરાક મંગાવવાની પણ છૂટ મળેલી, તેથી રોટી, પનીર વિગેરે વસ્તુ મારે સારૂ મિ. કેલનબેક લાવતા હતા.

## બીજા સત્યાગ્રહીઓ.

હું આ જેલમાં હતો તે દરમ્યાન સત્યાગ્રહી કેદી બહુ વધી ગયા હતા. એક વખત પચાસ ઉપરાંત થઈ ગયા હતા. ઘણાને એક પથરા ઉપર બેશી નાની હથોડી વતી ઝીણી કાંકરી ભાંગવાનું કામ સોંપતા હતા. દશેક જણ ફાટેલાં લુગડાં શીવવા વિગેરે કામમાં રોકાતા. મને સંચામાં ટોપી શીવવાનું કામ સોંપવામાં આવેલું. સંચાનું કામ પહેલું અહિંજ હું શીખ્યો. આ કામ મુશ્કેલ નહતું તેથી શીખતાં કંઈ વખત ન થયો.

## કાંકરી ફોડવા જવા માટેની માંગણીનો અસ્વીકાર.

કેદીનો મુખ્ય ભાગ કાંકરી ફોડવા ઉપર હતો. તેથી મેં પણ તે કામની માંગણી કરી. પણ દરોગાએ કહ્યું કે વડા દરોગાનો તેને હુકમ હતો કે મને બહાર નહિ કાઢવો, તેથી તેણે મને કાંકરી ફોડવા જવાની રજા નહિ આપી. એક દિવસ એમ બન્યું કે મારી પાસે સંચાનું કે બીજું સીવવાનું કામ નહતું. તેથી મેં પુસ્તકો

વાંચવાનું શરૂ કર્યું. રિવાજ એવો છે કે દરેક કેદીએ કંઈને કંઇ જેલનું કામ કરવું જોઇએ. તેથી દરોગાએ મને બોલાવીને પૂછ્યું "આજ તમે માંદા છો?"

મેં જવાબ આપ્યો "નાજી."

સ૦—ત્યારે તમે કેમ કંઈ કામ કરતા નથી?

જ૦—મારી પાસે કામ હતું તે પૂરૂં થયું છે. હું કામનો ઢોંગ કરવા ઇચ્છતો નથી. કામ મને આપો તો હું તે કરવા રાજી છું. નહિ તો નવરોબેઠો વાચું તેમાં શી હરકત છે?

સ૦—એ તો ખરૂં, પણ જ્યારે વડો દરોગો કે ગવર્નર આવે ત્યારે તમે સ્ટોરમાં રહો તો સારૂં.

જ૦—હું એમ કરવા રાજી નથી. હું ગવર્નરને પણ કહેવાનો છું કે સ્ટોરમાં પૂરતું કામ નથી તેથી મને કાંકરી ફોડવા મોકલે.

સ૦—ત્યારે બહુ સારૂ. મારાથી તો રજા વિના તમને કાંકરી ફોડવા ન મોકલાય.

આ બનાવ બન્યા પછી થોડી વારે ગવર્નર આવ્યા. મેં તેની પાસે બધી હકીકત જાહેર કરી. તેણે કાંકરી ફોડવા જવાની પરવાનગી ન આપી પણ જણાવ્યું કે તમારે તેમ કરવાની જરૂર નથી કેમકે તમને બીજે દિવસે પાછા વોકસરસ્ટ મોકલવાના છે.

## વોકસરસ્ટની જેલ.

વોકસરસ્ટની જેલ નાની હોવાથી કેટલીક છુટ જે ત્યાં ભોગવાય છે તે જોહાન્સબર્ગની મોટી જેલમાં ન ભોગવાય. જેમકે વોકસરસ્ટની જેલમાં મિ. દાઉદ મહમદને માથે બાંધવા સારૂ સાફ઼ો અને

ઇજાર (તો બીજાને પણ) પહેરવા આપતા હતા. મિ. રૂસ્તમજી, મિ. સોરાબજી તથા મિ૦ સાપુરજીને તેમની પોતાની ટોપી પહેરવા આપતા હતા. આ પ્રમાણે જોહાન્સબર્ગની જેલમાં બનવું મુશ્કેલ. તેમજ જોહાન્સબર્ગની જેલમાં કેદીઓ પહેલા દાખલ થાય તેને ડાકટર તપાસે છે. આ તપાસનો હેતુ એ હોય છે કે કેદીઓને કંઇ ચેપી રોગ હોય તો તેની દવા કરવી, ને તેને બીજા કેદીથી નોખા પાડવા. આવા કારણથી કેદીઓને બરાબર તપાસે છે. કેટલાક કેદીને ચાંદી વિગેરેનો રોગ હોય છે, તેથી બધાના ગુહ્ય અવયવો તપાસવામાં આવે છે. આથી કેદીઓને તદન નાગા તપાસે છે, કાફરાઓને તો લગભગ પંદર મિનિટ સુધી નાગા ઉભા રાખે છે કે જેથી ડાકટરનો વખત બચે. હિંદી કેદીને ડાકટર આવે ત્યારેજ ઇજાર કઢાવે છે. બાકીના કપડાં અગાઉથી ઉતરાવે છે. ઇજાર ઉતારવા સામે લગભગ બધા હિંદી હોય છે, છતાં ઘણા તો લડતને ખાતર આનાકાની કરતા નથી, પણ મનમાં કચવાય છે. આ બાબતની મેં ડાકટરને વાત કરી. તેણે કેટલાક હિંદી કેદીને ખાસ સ્ટોરમાં તપાસ્યા પણ હમેશાં તે પ્રમાણે કરવાની તેણે ના પાડી. આ બાબત એસોસીએશને લખાણ કર્યું છે. અને તકરાર હજી ચાલે છે, તે બાબત તકરાર ઉઠાવવી એ વ્યાજબી છે. એ ઘણો જૂનો રિવાજ છે તે એકાએક બદલાવાનો નથી. છતાં તે વિષે વિચાર કરવા જેવું છે.

## તે ઉપર વિચાર.

મરદોમાંજ અવયવો સંતાડવાની જરૂર નથી. વળી બીજો માણસ આપણા ખાનગી અવયવો તાકીને જોશે એમ માનવાનું કારણ

નથી. ખોટી શરમ રાખવાને આપણે કારણ નથી. આપણે પોતે નિર્દોષ મનના હોઇએ તો કુદરતે આપેલી વસ્તુ ખાસ છુપાવવાની જરૂર શી? હું જાણું છું કે આ વિચારો હિંદી માત્રને વિચિત્ર લાગે તેવા છે, છતાં મને લાગે છે કે તે બાબત ઉંડા ઉતરીને ખરૂં શું છે તે જોવા જેવું છે. એવી જાતની હરકતો લાવવાથી આપણને અંતે લડતમાં નુકશાન થાય છે. અગાઉ હિંદી કેદીને ડાકટર બિલકુલ ન તપાસતો. પણ એક વખત બે ત્રણ હિંદીને સવાલ પૂછ્યા. તેના જવાબમાં તેઓએ કહ્યું કે તેમને કંઈ રોગ ન હતો. ડાકટરને વહેમ ગયો તે ઉપરથી તેણે ઉપર પ્રમાણે જવાબ મળવા છતાં પણ તે કેદીને તપાસ્યા ને તેઓ જૂઠા નીકળ્યા, ત્યારથી ડાકટરે હિંદી કેદીને પણ બરાબર તપાસવાનો ઠરાવ કર્યો. એટલે આપણે જોઈ શકીએ છીએ કે જ્યારે આપણને કંઈ અડચણ આવી પડે છે ત્યારે તેનું કારણ ઘણેભાગે આપણે પોતે હોઇએ છીએ.

## વોકસરસ્ટમાં પાછા.

ઉપર કહી ગયો તે પ્રમાણે ચોથી નવેંબરે વોકસરસ્ટ પાછો લઈ ગયા. તે વેળા પણ મારી સાથે એક દરોગો હતો. પોશાક કેદીનો હતો પણ આ વેળા મને ચલાવ્યો નહિ. ગાડીમાં સ્ટેશન લઈ ગયા પણ બીજા વર્ગને બદલે ટીકીટ ત્રીજા વર્ગની હતી. મને રસ્તાને સારૂં અર્ધો રોટલો તથા બુલીબીફ આપ્યા. બુલીબીફ લેવાની મેં ના પાડી. તે છોડી દીધું. રસ્તામાં બીજો ખોરાક લેવાની દરોગાએ પરવાનગી આપી. સ્ટેશન ઉપર ગયો ત્યારે ત્યાં કેટલાક હિંદી દરજી હતા. તેઓએ મને જોયો. વાત તો થાય નહિ. મારો

પોશાક વિગેરે જોઇ તેમાનાં કોઇએ રોઈ દીધું. મને પોશાક વિગેરેથી કંઈ નહોતું લાગતું, એટલું કહેવાનો પણ અખત્યાર નહતો તેથી હું એ બધું જોઈ રહ્યો. અમને બેને એક અલગ ડબ્બો આપ્યો હતો. તેની પાસેના ડબ્બામાં એક દરજી ઉતારૂ હતો તેણે પોતાના ખાવાનામાંથી મને થોડું આપ્યું. હેડલબર્ગ ઉપર મિ૦ સોમાભાઈ પટેલ મળ્યા. તેમણે સ્ટેશન ઉપરથી કંઈ ખાવાનું લઇને આપ્યું. જે બાઈની પાસેથી તેણે લીધું, તેણે પ્રથમ તો પોતાની લાગણી આપણી લડતમાં બતાવવાના ઇરાદાથી કંઈજ લેવાની ના પાડી. જ્યારે મિ૦ સોમાભાઇએ બહુજ આગ્રહ કર્યો ત્યારે તેણે નામની ૭ પેની લીધી. વળી મિ૦ સોમાભાઇએ સ્ટાંડર્ટન તાર કર્યો હતો તેથી ત્યાં પણ કેટલાક હિંદી સ્ટેશને ઉપર આવ્યા હતા અને ખાવાનું લાવેલા એટલે રસ્તામાં દરોગાએ તથા મેં પુષ્કળ ખાધું.

વોકસસ્ટ પહોંચતાં સ્ટેશન ઉપર મિ૦ નગદી તથા મિ૦ કાજી મળ્યા તે બંને સાથે થોડે રસ્તે ચાલેલા. છેટે રહીને ચાલવાની તેમને રજા આપી હતી. સ્ટેશનથી મારો સામાન ઉપાડીને મારે ચાલવું પડયું હતું. આ બાબતની ચર્ચા પણ છાપાંમાં પુષ્કળ થયેલી.

વોકસસ્ટમાં હું પાછો પહોંચ્યો તેથી સહુ હિંદી ખુશી થયા. મને મિ૦ દાઉદ મહમદવાળી કોટડીમાં તે રાતે પૂરેલો એટલે મોડી રાત સુધી અમે એક બીજાના અનુભવની વાતો કરી.

## કેદખાનું કે છાવણી?

હું વોકસસ્ટ પાછો ગયો ત્યારે હિંદી કેદીનો દેખાવ ફરી ગયો હતો. લગભગ ૩૦ ને બદલે ૭૫ કેદી થઇ પડયા હતા. તેટલાનો

સમાસ થાય તેવો માર્ગ આ જેલમાં નહોતો. તેથી આઠેક તંબુ ગોઠવ્યા હતા. રસોઈને સારૂ ખાસ ચૂલો પ્રિટોરિઆથી આણ્યો હતો. કેદીઓ ઘણી વેળા જેલની પાસે નદી વહે છે, તેમાં નહાવા જઈ શકતા. આ દેખાવ કેદીના કરતાં લડવૈયાના જેવો લાગતો હતો. એ કેદખાનું ન હતું પણ સત્યાગ્રહીની છાવણી હતી. પછી દરોગા દુઃખ આપે કે સુખ તેની શી દરકાર? હકીકતમાં તો ઘણાખરા દારોગા એકંદરે ઠીક હતા. દરેક દરોગાના મિ૦ દાઉદ મહમદે નામ પાડયાં હતાં. એકનું નામ 'ઉકલી' પાડયું હતું. બીજાનું નામ 'મપુટો'. એમ જૂદાં જૂદાં નામ હતાં.

## મિત્રોની મુલાકાત.

વોકસરસ્ટની જેલમાં મુલાકાતે ઠીક હિંદી આવતા. મિ૦ કાજી તો હંમેશાં અધર રહેતા. કેદીઓની બહારની વ્યવસ્થા તે દિલ દઇને કરતા, તથા મળવા આવવાને જેટલી બને તેટલી તક મેળવતા. મિ૦ પોલાક કામસર લગભગ દર અઠવાડીએ આવતા. નાતાલથી મિ૦ મહમદ ઇબ્રાહિમ તથા મિ૦ ખરસાણી કોંગ્રેસના મેનલાઇનના ઉઘરાણા બાબત ખાસ આવી ગએલા. ઇદને દહાડે તો એકસો શેઠીયાઓ મળી ગયાહશે. તે દહાડે તારોના પણ વરસાદ વર્ષ્યા હતા.

## જેલ વિષે કેટલીક ફરિયાદ ?

જેલમાં સાધારણ રીતે બહુ ચોખાઈ જાળવવામાં આવે છે. જો તેમ ના થતું હોય તો દરદ ફાટી નીકળતાં વાર ન લાગે. છતાં કેટલીક બાબતમાં ગંદકી પણ રહે છે. એક બીજાની ઓઢવાની કામળી સદાય બદલાય છે. ગમે તેવા મેલા કાફરાએ ઓઢેલી હોય

ાછી હિંદીને ભાગે પણ આવે. તેમાં ઘણીવાર લીખો પડેલી છે, તેમાંથી બદબો નીકળે છે. કાયદા પ્રમાણે તો દરરોજ તડકો ત્યારે અર્ધો કલાક તેને સુકવવી જોઇએ. પણ તેમ ભાગ્યેજ જોવામાં આવ્યું. કામળીની અગવડ ચોકખાઈ રાખનારા માણસને તેવી નથી.

તેજ પ્રમાણે પહેરવાનાં કપડાંનું ઘણી વાર બને છે. જે કપડાં કેદીએ પહેર્યાં હોય તેજ કપડાં તે કેદી છુટે ત્યારે (હંમેશાં માં નથી આવતાં તેથી) બીજા કેદીને એવી મેલી સ્થિતિમાં ાવે છે. આ ઘણી અકળામણની સ્થિતિ છે.

કેદીને ગીચોગીચ પણ બહુ પૂરતા હતા. જોહાન્સબર્ગમાં જ્યાં ૨૦૦ કેદીની સગવડ હતી ત્યાં લગભગ ૪૦૦ કેદી રાખતા. ની એક કોટડીમાં કાયદેસર કરતાં બમણા કેદીને ઘણીવાર ભરતા ાંને કોઈ વખત પૂરતી કામળી પણ નહિ મળે; આ તકલીફ જેવી ન હતી. પણ કુદરતનો ધારો એવો છે કે માણસ પોતાના વિના જે સ્થિતિમાં મુકાય તે સ્થિતિની બરદાસ ઝપાટાભેર કરે આવું હિંદી કેદીને પણ બન્યું. ઉપરની ખરી અડચણોમાં હિંદી ગમતમાં રહેતા. મિ૦ દાઉદ મહમદ પોતે આખો દહાડો ંમાં રહેતા એટલુંજ નહિ પણ પોતાના હાસ્યવિનોદથી બધાને વ્યા કરતા હતા.

## હિંદીઓનું અયોગ્ય વલણ.

જેલનાં દુઃખની એ વાત જોવામાં આવી કે એક વખત ાક હિંદી બેઠા હતા તેવામાં એક કાફર દરોગો આવ્યો. તેણે

થોડું ઘાસ કાપવા જવાને બે હિંદીઓની માંગણી કરી. કોઇ થોડીવાર ન બોલ્યું ત્યારે મિ૦ ઈમામ અબદુલકાદર કાપવા જવા તૈયાર થયા. તેમ છતાં પણ કોઇ તેની સાથે જવાને ન નીકળ્યા. સમૂળગા દરોગાને કહેવા લાગ્યા કે ઇમામને ન લઈ જા. આમ કહેવાથી બેવડી ખરાબી થઈ. એક તો દરેકે ઘાસ કાપવા તૈયાર થવાની જરૂર હતી તે તો રહ્યું, પણ જ્યારે કોમનું નામ રાખવાને ઈમામ સાહેબ તૈયાર થયા ત્યારે તેમનો હોદ્દો ખુલ્લો કર્યો. તે ઘાસ કાપવા તૈયાર થયા પણ બીજા કોઇ ન થયા એમ બતાવી આપણી બેશરમી કરી.

## એક ધર્મસંકટ

જેલ અર્ધી પૂરી થઇ હતી તેટલામાં ફીનીક્સથી તાર આવ્યો કે મારી પત્નીને મરણતોલ માંદગી છે ને મારે ત્યાં પહોંચવું જોઇએ. સહુ આ ખબરથી દિલગીર થયા. મારી ફરજ શી હતી, તેનો મને સંદેહ ન થયો. જેલરે પુછ્યું–હવે તું દંડ આપી જવા માંગે છે કે નહિ? ત્યારે મેં તુરત જવાબ આપ્યો કે મારાથી દંડ આપવાનું બનવા કાળજ નથી. સગાંસંબંધીથી છૂટાં પડવું એ પણ અમારી લડતના ભાગ છે. જેલર સાંભળીને હસ્યો ને દિલગીર પણ થયો. આ વિચાર ઉપરથી વિચારતાં ઘાતકી જણાય એવો છે. છતાં મને તો ખાત્રી છે કે એજ ખરો વિચાર છે. સ્વદેશ પ્રીતિ એ મારા ધર્મનો હું ભાગ સમજું છું. બધો ધર્મ સચવાયો ગણાય નહિ. ધર્મનું પાલન કરવામાં બાયડી–છોકરાંઓનો વિયોગ સહન કરવો પડે તો તે કરીએ, તેઓને ખોઈ બેસીએ તેમાં ઘાતકીપણું નથી એટલુંજ નહિ પણ તેમ કરવું તે આપણી ફરજ

છે. આમ મરણ પર્યંત લડવાનું પણ છે તો પછી બીજો વિચાર થાયજ નહિ. લોર્ડ રોબર્ટસે આપણા કામ કરતાં ઉતરતા કામમાં પોતાના એકના એક દીકરાને ખોયો અને પોતે લડાઈમાં હોવાથી છોકરાને દફન કરવા સારૂ પણ તેનાથી નહિ જવયું. આવા દાખલાઓથી દુનિયાનો ઇતિહાસ ભરપૂર છે.

## કાફરોના ટંટા.

જેલમાં કેટલાક કાફરા કેદીઓ બહુ મોટા ખૂની હોય છે. તેઓની વચ્ચે તકરાર ચાલ્યાજ કરતી જોવામાં આવે છે. તેઓ કોટડીમાં પૂરાયા પછી માંહોમાંહે લડે છે. ને કેટલીક વેળા દરોગાની સામે થાય છે. દરોગાને બે વખત કેદીઓએ માર્યા હતા, આવા કેદીઓની સાથે હિંદી કેદીને પૂરે તેમાં જોખમ છે એ તો દેખીતું છે. તેવો વખત હિંદીને આવ્યો નથી પણ સરકારી કાયદો જ્યાં સુધી કહે છે કે કાફરોની સાથે હિંદી કેદીને ગણવા ત્યાં સુધી જોખમકારક સ્થિતિ ગણાય.

## સત્યાગ્રહીઓની તબીયત.

જેલમાં ખાસ માંદગી તો ઘણા કેદીને ન હતી. મિ. માવજીને વિષે હું કહી ગયો. મિ. રાજુ કરીને તામીલ હતા તેને સખત મરડો થયેલો. તબીયત ઘણી લથડી હતી. તેનું કારણ તેણે એમ બતાવ્યું કે હંમેશાં ત્રીશ પ્યાલા ચાહ પીવાની આદત હતી તે નહિ મળવાથી થયો. તેણે ચાહની માંગણી કરી પણ તે તો નજ મળે, પણ તેને દવા મળી ને જેલના ડાકટરે બે રતલ દુધનો તથા રોટીનો હુકમ કર્યો. તેથી તેની તબીયત સરસ થઇ ગઈ. મિ.

રવિકૃષ્ણ તાલેવંતસીંગની તબીયત છેવટ સુધી ખરાબ રહી. મિ. કાજી ને મિ. બાવાઝીર છેવટ સુધી માંદા રહ્યાં. મિ. રતનસી સોઢાને ચાતુર્માસનું વ્રત હોવાથી એકટાણું ખાતા; ખોરાક બરોબર ન હોવાથી ભૂખ ખેંચતા, ને છેવટે સોજા થયા. આ સિવાય પરચુરણ માંદગી કેટલાકને હતી. છતાં એકંદરે જોયું કે માંદગીવાળા હિંદી પણ હાર્યા ન હતા. તેઓ દેશને સારૂ આ ખાસ દુઃખ ઉઠાવવા રાજી હતા.

## જેલમાં વર્ણભેદ.

એમ જોવામાં આવ્યું કે બહારની ઈજાઓ કરતાં અંદરની ઈજાઓ વધારે ભારે પડતી હતી. હિંદુ અને મુસલમાન તથા ઉચ્ચ અને નીચ જાત એવો આભાસ કોઇ કોઈ વેળા જેલમાં જોવામાં આવતો હતો. જેલમાં બધા વર્ગના ને બધા વર્ણના હિંદી સાથે રહેતા હતા. તેમાં જોઈ શકાયું કે આપણે સ્વરાજ્ય ન ચલાવીએ એવું કંઈ નથી, કેમકે; છેવટે જે અડચણો આવી તે દૂર થઈ હતી. કેટલાક હિંદુ એમ કહેતા હતા કે અમે મુસલમાનોનું રાંધેલું નહિ ખાઈએ. અમુક માણસના હાથનું રાંધેલું નહિ ખાઈએ એમ કહેનાર માણસે હિંદુસ્થાનની બહાર પગજ ન મૂકવો જોઈએ. મેં એમ પણ જોયું કે કાફરાઓ કે ગોરાઓ આપણા અનાજને અડકે તેમાં અડચણ નહોતી. એક વખત એવું બન્યું કે પેલો તો ઢેડો છે, તેની પાસે હું નથી સૂવાનો, એવો સવાલ નીકળ્યો. આ પણ આપણને શરમાવા જેવું થયું. ઉંડા ઉતરતાં એમ માલૂમ પડયું કે આવી અડચણ લેવાનું કારણ તે માણસને પોતાને બાધ હતો એમ નહિ પણ દેશમાં ખબર પડે તો તેના સગાં હરકત કરે. હું તો

ું છું કે આમ નીચ ઉંચના ડોળથી ને પછી નાતના જુલમના
ી આપણે અસત્ય આદરી બેઠા છીએ. જો આપણે જાણીએ
ડાનો તિરસ્કાર કરવો એ અઠીક છે, તો પછી નાતથી કે
જાથી ખોટી રીતે ડરી, ખરૂં છોડી આપણે સત્યાગ્રહી કેમ
વાઇએ ? આ લડતમાં ભાગ લેનારા હિંદી નાતની સામે, કુટુંબની
મે અને જ્યાં અધર્મ જુએ ત્યાં તેની સામે સત્યાગ્રહી થઇ બેસે
મ હું ઇચ્છું છું. તેમ નથી કરતા તેથીજ લડતમાં ઢીલ થાય
એવો મારો તો નિશ્ચય છે. આપણે બધા હિંદી છીએ, તો
ી ખોટા ભેદ રાખી વઢી મરીશું ને હક માગશું તો કેમ થશે ?
ી ધાસ્તીથી આપણે જે ખરૂં છે તે નહિ કરીએ તો પછી
ાપણી લડતોમાં કેમ જીતશું ? ડરીને અમુક કામ તજવું એ
કાયરનું કામ ગણાય. અને કાયર હિંદી સરકારની સામે જે
ાયુદ્ધ ચાલી રહ્યું છે તેમાં છેવટ સુધી ઝુંઝવાના નથી.

## જેલમાં કોણ જઇ શકે ?

ઉપરની હકીકતો ઉપરથી આપણે જોયું કે વ્યસની, નાત-
ાતના ખોટા ભેદ રાખનાર, તકરારી, હિંદુ મુસલમાન વચ્ચે
ાવત રાખનાર, ને રોગી, આવા માણસ જેલમાં જઇ, અથવા
ાંબી મુદત રહી ન શકે. તેથી આપણે જોઇ શકીએ છીએ કે
ગ્રહિતને ખાતર માન સમજી જેલમાં જનારા શરીરમાં, મનમાં
થા આત્મામાં તંદુરસ્ત હોવા જોઇએ. રોગી માણસ છેવટે થાકે.
ંદુ મુસલમાન, હું ઉંચ, બીજો નીચ એમ જાણનાર, વ્યસનને
ા, ચાહ, બીડી કે બીજી કે વસ્તુની પાછળ ઘેલો થનાર છેવટ
ધી ન લડે.

## જેલમાં વાંચન.

જો કે દિવસ આખો કામ હોય તો પણ સવાર સાંજ તથા રવિવારે કંઈક વાંચવાનો વખત મળી શકે છે અને જેલમાં બીજી ઉપાધિ ન હોવાથી શાંત મને વાંચી શકાય છે. વખત બહુ ઓછો રહેતો છતાં મહાન રસ્કિનનાં બે પુસ્તકો, મહાન થોરોના નિબંધો બાઈબલનો કંઈક ભાગ, ગેરીબોલ્ડીનું જીવન (ગુજરાતીમાં) લૉર્ડ બેકનના નિબંધ (ગુજરાતીમાં), હિંદુસ્તાનને લગતી બીજી બે ચોપડીઓ, એમ વાંચ્યા. રસ્કિન તથા થોરોના લખાણોમાંથી સત્યાગ્રહ શોધી કઢાય છે. ગુજરાતી પુસ્તકો બધાને વાંચવા સારૂ મિ. દિવાને મોકલેલા. આ સિવાય ભગવદ્‌ગીતા લગભગ હમેશાં વાંચવામાં આવતી. આ વાંચવાનું પરિણામ એ આવ્યું કે સત્યાગ્રહને વિષે મારૂં મન તો વધારે દૃઢ થયું ને આજે હું કહી શકું છું કે જેલથી જરાએ કંટાળો ઉપજે એવું કંઈજ નથી.

## જેલ ન જવું કે જવું?

હું જે ઉપર લખી ગયો છું તેમાંથી બે જાતના ખ્યાલ આપણે કરી શકીએ છીએ. એક તો એ કે જેલમાં જઈ બંધન ભોગવવું, જાડો ખરબચટ અને ખરાબ પોષાક પહેરવો, જેવું તેવું ખાવું, ભૂખે મરવું, દરોગની પાટુઓ ખાવી, કાફરાઓમાં વસવું, પસંદ પડે કે ન પડે તેવું કામ કરવું, આપણા ચાકર થવાને લાયક હોય એવા દરોગાની હમેશાં તાબેદારી ઉઠાવવી, કોઈ ભાઈબંધ દોસ્તને મળાય નહિ, કોઈને કાગળ ન લખાય, જરૂર-જોઈતી વસ્તુઓ ન મળે, લુટારા ચોર વિગેરેની સાથે સુવું. આવું દુઃખ કોને સારૂં

ઉઠાવવું ? તેના કરતાં તો મરવું ભલું. દંડ આપી છુટીએ પણ જેલમાં ન જઈએ. જેલ તો કોઇને ન હજો. આમ વિચાર કરી માણુસ તદન નબળો બને અને જેલથી ડરે તથા ત્યાં જઇ જે સારૂ કરવાનું છે તે કરતાં અટકે.

બીજો ખ્યાલ એમ થાય કે જેલમાં હું દેશહિતને ખાતર, આબરૂ જાળવવા, ધર્મને સારૂ જાઉં, એ તો મારા સારા નસીબની નિશાની ગણાય. વળી જેલમાં મને દુઃખ તો છે નહિ. બહાર મારે ઘણાની તાબેદારી ઉઠાવવી પડે છે, તેને બદલે જેલમાં માત્ર દરોગાનીજ ઉઠાવવી રહી. જેલમાં મારે ચિંતાજ ન મળે, મારે ન મળે કમાવાનું, ન ચિંતા રહી ખાવાની, તે તો નિયમસર બીજા માણુસો પકાવે છે. આ બધાનું મારે કંઇજ આપવું પડતું નથી. અને કસરત ખૂબ થાય એટલું કામ મળે છે, મારા વ્યસન બધા સહેજે જતા રહે છે. મારૂં શરીર કબજે થયું છે પણ મારો આત્મા વધારે છુટો છે. હું નિયમસર ઉઠી બેસી શકું છું મારા શરીરનું જતન જેઓ તેને કબજે રાખે છે તેઓજ કરે છે. આમ દરેક રીતે જોતાં હું છૂટો છું. કદાચ મારી ઉપર મુશીબત આવે છે, મને કોઇ પાપી દરોગો મારી લે છે, તો પણ હું ધીરજ રાખતાં શીખું છું. અને તેવું કામ કરતો અટકાવવાને હવે મને તક મળે છે. એમ સમજી ખુશી થાઉં છું. આવા વિચારથી જેલને પવિત્ર અને સુખદાયક માનવી અને કરવી એ આપણા હાથમાં છે. ટુંકામાં સુખ અને દુઃખ એ મનની સ્થિતિ છે.

હું ઉમેદ રાખું છું કે મારો આ બીજો અનુભવ વાંચી વાંચનાર એવાજ નિશ્ચય ઉપર આવશે, કે દેશને ખાતર અથવા

ધર્મને ખાતર જેલ જવું, તેમાં છજ્જા ઉઠાવવી, અથવા બીજી રીતે સંકટ સહન કરવાં એમાંજ સુખ માનવાનું છે.



# અનુભવ ત્રીજો.

## પ્રસ્તાવના.

જ્યારે ફેબ્રુઆરીની પચીસમી તારીખે મને ત્રણ માસની સખત મજૂરીની જેલ મળી અને મારા જેલી ભાઇઓને તથા મારા દિકરાને હું વોકસરસ્ટની જેલમાં ભેટયો ત્યારે હું ધારતો ન હતો કે આ ત્રીજી જેલની જાત્રા વિષે મારે બહુ કહેવા કે લખવા જેવું રહેશે. પણ તે મારી ધારણા માણસની ઘણી ધારણાઓની જેમ ખોટી નીવડી છે. આ વખતે મને જે અનુભવ મળ્યો છે તે ઓરજ છે. તેમાંથી જે હું શીખ્યો છું તેટલું વરસોના અભ્યાસથી શીખાત નહિ. એ ત્રણ માસ હું અમૂલ્ય ગણું છું. તે ટુંક મુદતમાં સત્યાગ્રહના આબેહૂબ ચિતારો મને ઘણા મળ્યા છે, અને ત્રણ માસ પહેલાં હું હતો તેના કરતાં આજે વધારે બળવાન સત્યાગ્રહી છું એમ માનું છું. આ બધાને સારૂ મારે અહિંની [ટ્રાંસવાલની] સરકારનો ઉપકાર માનવો ઘટે છે.

## ત્રણ માસની સજા.

કેટલાક અમલદારોએ પણ લીધાં હતાં કે મને આ વેળા ૭ માસથી ઓછી જેલ કદિ નહિ મળે. મારા સાથીઓ—મુસ્લીમ અને નામાંકિત હિન્દુઓ—મારો દિકરો—એ બધા ૭ માસની જેલ ભોગ-

વતા હતા તેથી હું ઈચ્છતો હતો કે અમલદારોની આશા પાર પડે. છતાં મારી ઉપર તહોમત કાયદાના ધારાની રૂએ હતું તેથી મને ખાસ્તી હતી કે વધારેમાં વધારે ત્રણજ માસ મળશે ને તેમજ થયું.

## મિત્રોનો મેલાપ.

જેલ મળ્યા બાદ મિ. દાઉદ મહમદ, મિ. રૂસ્તમજી, મિ. સોરાબજી, મિ. પિલે, મિ. હજૂરાસિંહ, મિ. લાલ બહાદૂરસિંહ વિગેરે લડવૈયાઓને ઘણા હર્ષથી મળ્યો. દશેક સિવાયના બીજા બધાને જેલના મેદાનમાં તંબુમાં સૂવાની ગોઠવણ હતી. તેથી જેલના કરતાં લડાઇની છાવણી જેવો દેખાવ હતો. તંબુમાં સૂવાનું સૌને પસંદ હતું. ખાવાનું સુખ હતું. રસોઈ અગાઉની જેમ આપણેજ હાથ હતી. તેથી મનગમતી રીતે રાંધવાનું બનતું હતું. બધા મળીને ૭૭ [સત્યાગ્રહી] કેદી એકઠા થયા હતા.

## જેલમાં કામ.

જેને બહાર લઈ જતા તેનું કામ સહજ અઘરૂં હતું. માજીસ્ટ્રેટની કચેરી આગળનો રસ્તો બાંધવાનો હતો તેને સારૂ પથરા ખોદવા પડતા, ટાછ ખોદવી પડતી, અને તેને સાંરવાં પડતાં. તે થઈ રહ્યા બાદ નિશાળના ચોગાનમાંથી ઘાસ ખોદવાનું હતું. પણ ઘણે ભાગે સૌ મજેથી કામ કરતા હતા

આમ ત્રણેક દિવસ સુધી હું પણ 'સ્પેન (ટુકડીઓ) સાથે ગયેલો. દરમિયાન તાર આવ્યો કે મને બહાર કામ કરવા ન કહાડવો. હું નિરાશ થયો, કેમકે મને બહાર જવું પસંદ હતું. તેમાં મારી તબીયત સુધરતી હતી અને શરીર કસાતું હતું. સાધારણ રીતે

હું હમ્મેશાં બે વખત જમું છું તેને બદલે વોકસસ્ટની જેલમાં ઉપલી કસરતને લીધે શરીર ત્રણ વખત ખાવાનું માંગતું હતું. હવે તો મને ઝાડુ કાઢવાનું કામ મળ્યું. તેમાં દહાડા ન વળે એમ લાગ્યું. આટલું કામ પણ જવાનો વખત આવ્યો.

## પ્રિટોરિયામાં.

માર્ચની બીજી તારીખે ખબર મળ્યા કે મને પ્રિટોરિયા મોકલવાનો હુકમ છે. તેજ દહાડે મને તૈયાર કર્યો. વરસાદ પડતો હતો. રસ્તા ખરાબ હતા, આમાં મારી ગાંસડી ઉચકીને મારે તથા મારા દરોગાને જવું પડયું. સાંજનીજ ટ્રેનમાં ત્રીજા વર્ગની ગાડીમાં મને લઇ ગયા.

કેટલાકના મનમાં આથી એમ થયું, કે વખતે સમાધાની થાય. કેટલાકે એમ વિચાર્યું કે મને બધા જેલીથી નોખો પાડી દુઃખ દેવાનો ઇરાદો હશે. કેટલાકને એમ લાગ્યું કે આમની સભામાં ચર્ચા ન થાય એવા હેતુથી પ્રિટોરિયા રાખીને મને વધારે છુટ અને સગવડ આપવાનો હેતુ પણ હોય.

વોકસરસ્ટ છોડવું મને ન ગમ્યું. જેમ દિવસે અમે સુખમાં રહેતા તેમ રાતના સારો આનંદ કરતા. મિ૦ હજૂરાસિંગ તથા મિ૦ જોશી એ બે જણા મુખ્યત્વે કરીને બહુ સવાલ જવાબ કરતા અને તે સવાલો કંઈ ફેંકી દેવા જેવા ન હતા. પણ જ્ઞાન-વાર્તાના હતા. જ્યાં આવી સ્થિતિ હતી, ને જ્યાં વધારેમાં વધારે હિન્દી કેદીની છાવણી હતી ત્યાંથી જવું કયા સત્યાગ્રહીને ગમે?

પણ માણુસનું ઇચ્છયું થતું હોય તો તે આદમી ન કહેવાય. એટલે હું તો ચાલ્યો. રસ્તામાં મિ૦ કાજીની સલામ થઇ. એક

ડબ્બામાં દરોગો તથા હું પૂરાયા. ટાઢ પડતી હતી, વરસાદ આખી રાત વરસ્યો. મારો ઝાઝ મારી સાથે હતો તે પહેરવાની મને પરવાનગી મળી. તેથી કંઈક ઠીક થયું. મને ખાવાને સારૂ રોટી તથા ચીઝ બંધાવ્યાં હતાં. હું તો ખાઇને નીકળ્યો હતો એટલે તેને ન અડક્યો. તેનો ઉપયોગ દરોગાએ કર્યો.

## પ્રિટોરિયાની જેલમાં.

ત્રીજી તારીખે પ્રિટોરિયા પહોંચ્યો. બધું નવું જણાયું. જેલ પણ નવીજ બંધાયેલી છે. માણસો નવા. મને ખાવાનું દીધું પણ તેની તો ઇચ્છા ન હતી. મારી પાસે મીલીમીલનો પોરિજ મૂક્યો. તેનો એક ચમચો ચાખીને મેં છોડી દીધો. દારોગાને અચંબો લાગ્યો. મેં કહ્યું, મને ભૂખ નથી. તે હસ્યો. પછી બીજા દારોગાના હાથમાં હું ગયો. તે બોલ્યો "ગાંધી ટોપી ઉતાર." મેં ટોપી ઉતારી. પછી તેણે મને પૂછ્યું, "તું ગાંધીનો દિકરો છે?" મેં કહ્યું "ના. મારો દિકરો તો છ મહિનાની જેલ વોકસરસ્ટમાં ભોગવે છે." પછી મને એક કોટડીમાં પૂર્યો. મેં તેમાં આંટા મારવાનું શરૂ કર્યું. થોડીવારમાં દારોગાએ દરવાજામાં કેદીઓ તપાસવાનું કાણું હોય છે તેમાંથી મને ચાલતો જોયો અને તે બોલી ઉઠયો, "ગાંધી તું આંટા ન માર; મારી ભોંય બગડે છે." મેં આંટા મારવાનું બંધ કર્યું, અને એક ખુણામાં ઉભો મારી પાસે કંઇ વાંચવાનું પણ ન મળે, હજુ મારી ચોપડી મને મળી ન હતી. મને આઠ વાગે પૂર્યો હશે. દશ વાગે ડાકટર પાસે લઇ ગયા. ડાકટરે મને કંઇ ચેપી દરદ છે કે નહિ તેટલું પૂછી રજા આપી. પાછો પૂરાયો. અગિઆર વાગે મને

બીજી નાની કોટડીમાં લઇ ગયા તેમાં મેં બધો વખત ગાળ્યો. તેવી કોટડી એક એક કેદીને સારૂ બનાવવામાં આવી છે.

## કોટડી.

તેની લંબાઈ પહોળાઇ ૧૦×૧૭ ફીટ હશે એમ ધારૂં છું. ભોંય કાળી ડામરવાળી છે તેને ચકચકિત રાખવા દારોગાઓ મથ્યા કરે છે. તેમાં હવા તથા અજવાળાને સારૂ એક કાચની તથા લોખંડના સળીયાની ઘણીજ નાની બારી છે. કેદીઓને રાતના તપાસવા ખાતર વિજળીની બત્તી રહે છે. આ બત્તી કેદીની સગવડને સારૂ નથી. કેમકે તેનું અજવાળું વાંચી શકાય તેટલું નથી હોતું. હું બત્તીની પાસે જઈ ને ઉભતો ત્યારે મોટા અક્ષરવાળી ચોપડી વાંચી શકતો હતો. બત્તી બરોબર આઠ વાગે બુઝાવે છે. પણ રાતના પાંચ છ વાર પાછી સળગાવી કેદીઓને પેલા છિદ્ર વાટે દરોગાઓ તપાસી જાય છે.

## ગવર્નર પાસે ત્રણ માંગણી.

અગિયાર વાગ્યા પછી ડેપ્યુટી ગવર્નર આવ્યા. તેની પાસે મેં ત્રણ માંગણી કરી. ચોપડીઓની, મારી સ્ત્રીની માંદગીને લીધે તેને કાગળ લખવાની પરવાનગીની તથા એક બેસવાની બાંકડીની. પહેલીને વિષે 'વિચારીશ,' બીજીને વિષે 'કાગળ લખજે,' ત્રીજીને વિષે 'ના 'આમ જવાબ મળ્યા. મેં જ્યારે ગુજરાતીમાં કાગળ લખીને આપ્યો ત્યારે તેની ઉપર શેરો થયો કે મારે કાગળ અંગ્રેજીમાં લખવો. મેં કહ્યું, મારી ઓરત અંગ્રેજી જાણતી નથી. મારા કાગળ તેને દવા જેવા થઇ પડે છે. તેમાં કંઈ નવું કે ખાસ લખવાનું હોતું નથી. છતાં મને પરવાનગી ન મળી. અંગ્રેજીમાં

લખવાની પરવાનગીનો ઉપયોગ કરવાની મેં ના પાડી. મારી ચોપડીઓ મને તેજ દહાડે સાંજના આપવામાં આવી.

બપોરના ખાવાનું આવ્યું તે પણ બંધ દરવાજે કોટડીમાં ઉભાં ઉભાં ખાવું પડયું. ત્રણેક વાગે મેં નહાવાની પરવાનગી માંગી. નહાવાની જગ્યા મારી કોટડીથી સવાસો ફુટ છેટી હશે. દરોગો કહે "ઠીક છે, કપડાં ઉતારીને (નાગો થઇને) જા." મેં કહ્યું, "એમ કરવાની કંઈ જરૂર છે? હું મારાં કપડાં પડદા ઉપર મૂકીશ." ત્યારે તેણે તેમ કરવા રજા આપી; પણ કહ્યું, "વખત ન લગાડતો." હજુ મારૂં શરીર લૂછવાનું બાકી હતું, ત્યાં તો ભાઇસાહેબે રાડ પાડી. "ગાંધી, તૈયાર થયો કે?" મેં કહ્યું. "હમણાં તૈયાર થઇશ." હિંદીનું મ્હોં જોવાનુંયે ભાગ્યેજ મળતું હતું. સાંજ પડી એટલે દોઢ કામળી અને કાથાની ચટાઇ સૂવાને મળ્યાં, ઓશિકું કે પાટિયું ન હતાં. જાજરૂ જવું તે પણ એક દરોગો ચોકી કરવા ઉભતો. તે વળી મને ઓળખે નહિ તો બોલે:—"સામ, હવે નીકળ." સામને તો પાયખાનામાં વખત પૂરો લેવાની બુરી આદત; તે સામ એમ કેમ ઉઠે? અને ઉઠે તો તેની હાજત પૂરી કેમ થાય? કોઈ વેળા દારોગો ને કોઈ વેળા કાફરો આમ ઉભી ડોકિયાં કરે અથવા "ઉઠ ઉઠ" નું ગાન કરે.

## જેલમાં મળેલું કામ.

કામ બીજે દહાડે મળ્યું, તે ભોંય અને દરવાજા સાફ કરવાનું; એટલે ચકચકતા (પોલિશ) કરવાનું. દરવાજા રોગાન ચઢાવેલા સોખંડના. તેને હંમેશાં પાલિશ શું કરવા? મેં ત્રણત્રણ કલાક દરવાજા ઉપર ઘસવામાં ગાળ્યા. પણ તેમાં કંઇ ફેરફાર મેં તો ન જોયો.

ભોંયમાં કંઇ ફેર પડતો ખરો. મારી જોડે બીજા કાફરો કામ કરતા હતા. તેઓ વળી પોતાની સજાની કહાણી ભાગ્યાતૂટયા અંગ્રેજીમાં સંભળાવે ને મારી સજાનું પૂછે. કોઈ પૂછે, તેં ચોરી કરી? તો કોઈ પૂછે, તું દારૂ વેચવા સારૂ આવ્યો છે? જ્યારે મેં એક કંઈક સમજુ કાફરાને સમજાવ્યું ત્યારે તે બોલી ઉઠયો, "કવાઇટ રાઇટ" (ઠીક કર્યું)"અમલુંગુ બૅડ" (ગોરા ખરાબ છે) "ડોન્ટ પે ફાઇન" (દંડ ન આપજે)મારી કોટડીની ઉપર લખ્યું હતું: "આઇસોલેટેડ" (નોખો પાડેલ). મારી કોટડીની પાંસે બીજી પાંચ કોટડી તેવીજ જોવામાં આવી. મારો પાડોશી ખુનના પ્રયત્નની સજા ભોગવનાર કાફરો હતો ત્યાર પછી ત્રણ બીજા હતા. તેની ઉપર દુનિયાના વહેવાર વિરૂદ્ધની જનાખોરી કરવાનો ગુન્હો હતો. આવા સોબતીઓમાં ને આવી સ્થિતિમાં પ્રિટોરિયાની જેલનો અનુભવ મેં શરૂ કર્યો.

## ખોરાક.

જેવી ઉપરની દશા તેવો ખોરાક હતો. સવારના પૂપૂ, બપોરના ત્રણ દહાડા પૂપૂ ને પટેટા અથવા ગાજર, ત્રણ દહાડા વાલ અને સાંજના ઘી વિનાના ચાવલ. બુધવારે બપોરના વાલ તથા ચાવલ અને ઘી, તથા રવિવારે પૂપૂની સાથે ચાવલ ઘી; આમ મળે, ઘી વિના ચવલ મુશ્કેલીથી ખવાય. ઘી ન મળે ત્યાં લગી તે ન ખાવાનો નિશ્ચય કર્યો. સવારના તેમજ બપોરના પૂપૂ કોઈ વેળા કાચું તો કોઈ વેળા રાબના જેવું હોય. વાલ કોઈ કોઇ વખત કાચા હોય. સાધારણ રીતે વાલ ઠીક રંધાતા. શાક મળે ત્યારે નાની ચાર પટેટી કે આઠ ઔંસમાં ગણાય ને ગાજરને દહાડે તે ગણ્યાં ત્રણ; તે પણ

નાનાં. કોઈ કોઈ વેળા સવારના ચાર અથવા પાંચ ચમચા જેટલું પૂપૂ લેતો પણ સાધારણ રીતે દોઢ મહિનો મેં માત્ર બપોરના વાલ ઉપર ગાળ્યો. આમાંથી વોકસસ્ટના મારા જેલી ભાઇઓએ જાણવા જેવું છે કે, આપણે આપણા પોતાના રસોયા ઉપર કંઈ કાચું હોય અથવા ઓછું હોય ત્યારે રીસ કરતા તે ઠીક ન હતું. આપણા ભાઈ રસોઇ કરે ત્યારે રીસ કામ આવે. ઉપરની સ્થિતિમાં શું કરીએ? બેશક ત્યાં પણ કરાય, પણ તે રાવ ન શોભે એમ માનું છું. જ્યાં સેંકડો કેદી સંતોષ માનીને બેસે ત્યાં રાવ શી? રાવનો હેતુ એકજ હોવો જોઇએ. તે એ કે બીજા કેદીને પણ રાહત થાય. હું કોઈ કોઈ વેળા દારોગાને 'પટેટા થોડા છે'. એમ કહું ત્યારે તે મને બીજા આણી આપે તેમાં દહાડા શા વળ્યા? એક વેળા મેં જોયું કે તે તો બીજાના કટોરામાંથી મને આપતો હતો એટલે મેં તે વાતજ છોડી દીધી.

ચાવલમાં ઘી સાંજના નહોતું મળતું તે મને અગાઉથી માલમ હતું, તેનો ઇલાજ કરવાનો નિશ્ચય હતો. મેં તુરત વડા દારોગાને જાહેર કર્યું. તેણે કહ્યું, "ઘી તો માત્ર બુધવારે તથા રવિવારે બપોરે ગોસ્તની અવેજમાં મળશે. વધારે વખત જોઇએ તો ડાક્ટરને મળવું" બીજે દહાડે ડૉકટરને મળવા મેં અરજી કરી મને તેની આગળ લઇ ગયા.

## ઘીની માંગણી.

ડૉકટરની પાસે મેં બધા હિંદી કેદીઓને સારૂ ચરબીની અવેજીમાં ઘીની માંગણી કરી. વડો દારોગો હાજર હતો. તેણે કહ્યું, "ગાંધીની માંગણી બરાબર નથી. આજ સુધી ઘણાખરા બધા હિંદીએ ચરબી ખાધી છે, અને ગોસ્ત પણ ખાધું છે. જેઓ

ચરબી નથી લેતા તેને હવે સૂક્કા ચાવલ મળે છે, તે બધા ખૂશીથી ખાય છે. જ્યારે સત્યાગ્રહી કેદીઓ હતા ત્યારે તેઓએ પણ ખાધા હતા. તેઓનું વજન દાખલ થતી વેળા લીધેલું હતું. અને છોડતી વેળા પણ લીધેલું. છૂટતી વખતે તે બધા વજનમાં વધ્યા હતા." ડાકટરે પૂછ્યું "બોલ હવે તું શું કહે છે?" મેં કહ્યું, "આ વાત મને ગળે ઉતરતી નથી. છતાં મારે વિષે તો હું કહું છું કે જો મારે બિલ્કુલ ઘી વિના જવું પડશે તો મારી તબીયત જરૂર બગડશે." ડાકટર બોલ્યા, "ત્યારે તારે સારૂ હું રોટીનો હુકમ કરૂં છું." મેં કહ્યું, "હું ઉપકાર માનું છું. પણ મેં ખાસ મારે સારૂ અરજી નથી કરી. જ્યાં લગી ઘીનો હુકમ બધાને મળે નહિ ત્યાંલગી મારાથી રોટી નહિ લેવાય." ત્યારે ડાકટરે કહ્યું, "હવે તું મને દોષ ન દેજે."

## અરજી.

હવે શું કરવું? વડો દરોગો આડે નહિ પડત તો હુકમ થાત. તેજ દહાડે મારી પાસે રોટી તથા ચાવલ ધર્યા. હું ભૂખ્યો હતો. પણ સત્યાગ્રહીથી એમ કેમ રોટી લેવાય? તેથી મેં બંને ન લીધા. બીજે દહાડે ડિરેકટરને અરજી કરવાનો હુકમ માંગ્યો તે મળ્યો. તેને અરજીમાં જોહાન્સબર્ગ તથા વોકસરસ્ટના દાખલા આપી બધા કેદીને સારૂ ઘીની માંગણી કરી. આ અરજીનો જવાબ પંદર દિવસે મળ્યો. તે એ હતો કે બીજી જાતનો ખોરાક હિંદીને સારૂ ઠરે ત્યાં સુધી મને દરરોજ ચાવલ સાથે ઘી મળે. મને આમ ખબર ન હતી તેથી પહેલે દહાડે મેં ચાવલ ઘી તથા રોટી ખુશી થઈ ખાધાં. રોટીની જરૂર નથી એમ જણાવ્યું. પણ ડાકટરનો હુકમ છે, એટલે

તે મળ્યાંજ કરશે એમ કહ્યું. એટલે તે પણ મેં પંદર દિવસ લીધી. પણ મારી ખુશાલી એકજ દિવસ ટકી. બીજે દિવસે મને માલમ પડયું કે હુકમ તો ઉપર મુજબ છે, એટલે ફરીથી મેં ચાવલ ઘી અને રોટી લેવાનો ઈન્કાર કર્યો. વડા દરોગાને જણાવ્યું કે "જ્યાં લગી બધા હિંદીને તે પ્રમાણે ઘી નહિ મળે ત્યાં લગી હું નથી લઈ શકતો." ડેપ્યુટી ગવર્નરે જે સાથે હતો તેણે કહ્યું "તે તારી મરજી ઉપર આધાર રાખે છે."

મેં ફરીથી ડિરેકટરને લખ્યું. મને જણાવવામાં આવ્યું હતું કે ખોરાક છેવટે નાતાલના જેવો થશે. મેં તેની ઉપર ટીકા કરી અને હું પોતે ઘી નથી લઇ શકતો વિગેરે કારણો બતાવ્યાં. છેવટે બધું મળી દોઢ માસ ઉપરાંત વીતી ગયો ત્યારે મને હુકમ આવ્યો કે જ્યાં જ્યાં હિંદી કેદી ઘણા હશે ત્યાં ત્યાં ઘી અપવામાં આવશે. આમ લડત લીધા બાદ દોઢ માસે મારો અપવાસ [રોજો] છુટયો એમ કહીએ તો ચાલે. મેં લગભગ છેલ્લો એક માસ ચાવલ ઘી તથા રોટી ખાધાં પણ સવારે ખાવાનું નહિ રાખ્યું, તેમજ ચાવલ રોટી લેવા શરૂ કર્યા પછી બપોરના જ્યારે પૂપૂ આવતું ત્યારે તે પણ ભાગ્યેજ દસ ચમચા લેતો હોઈશ. કેમકે તે હંમેશાં જૂદી રીતે રંધાયેલું હોય. છતાં રોટીનો તથા ઘીનો આધાર ઘણો હતો, એટલે તબીયત વળી. જ્યારે હું એકજ ટંક ઉપર હતો ત્યારે મારી તબીયત પડી ભાંગી હતી. મારી તાકાત ગઈ હતી અને મને દશેક દિવસ સુધી સખત આધાશીશી થઈ આવેલી તથા છાતી બગડવાની નિશાની જણાઈ હતી.

## કામની બદલી.

છાતી બગડવાનું બીજુંયે કારણ હતું. હું ઉપર લખી ગયો કે મને ભોંય તથા દરવાજા સાફ કરવાનું કામ સોંપ્યું હતું. આ કામ દશેક દહાડા કરાવ્યા બાદ એ તૂટેલી કામળીને સીવીને એક કરવાનું કામ મળ્યું. આ ઝીણું હતું. આખો દહાડો વાંસો નમાવીને ભોંય ઉપર કામ કરવું રહ્યું, તે પણ કોટડીમાં બેસીને. આથી સાંજ પડયે મારી કેડ દુઃખવા આવતી ને મારી આંખને પણ કંઈક ઈજા થવા લાગી. કોટડીની હવા ખરાબ એમ તો મેં હંમેશા માનેલું. વડા દારોગા આગળ એક બે વખત માંગણી કરી કે મને બહાર ખોદવા વિગેરેનું કામ સોંપે. તેમ નહિ તો મને ખુલ્લી હવામાં કામળી ગૂંથવાનું આપે. તેણે બંનેની ના પાડી. આ બાબત પણ મેં ડિરેકટરને જણાવી. છેવટે ડાકટરનો હુકમ થયો અને મને ખુલ્લી હવામાં કામળી ગૂંથવાનું મળ્યું. જો ખુલ્લી હવામાં કામ કરવાનું ન મળત તો હું માનું છું કે મારી તબીયત વધારે બગડત. આ હુકમ મળતાં બીજી કંઈક અડચણો પડેલી પણ તેનું બયાન કરવાની જરૂર નથી. એટલે એમ થયું, કે મારો ખોરાક બદલયો તેની સાથેજ ખુલ્લી હવામાં કામ કરવાનું મળ્યું. તેથી બેવડો લાભ થયો જ્યારે કામળી ગૂંથવાનો હુકમ થયો ત્યારે એમ મનાતું કે એકને ગૂંથતાં એક અઠવાડીયું જશે એટલે તેમાંજ મારી મુદત પૂરી થશે. પણ તેમ થવાને બદલે હું તો પહેલી કામળી ગૂંથ્યા બાદ એક જોડી બે દહાડે ગૂંથી રહેવા લાગ્યો. તેથી કામ બીજું સોંપ્યું. એટલે કે ગંજીફરાકને ભોન ભરવાનું, ટિકીટનાં પાકીટ સીવવાનું વિગેરે.

મેં ઘણા સત્યાગ્રહીને કહેલું કે જો તેઓ તબીયત બગાડીને જેલમાંથી નીકળે તો તેઓના સત્યાગ્રહમાં ફેર ગણાય. કેમકે ઘટતા ઈલાજ આપણે ધીરજથી લઇ શકીએ છીએ. વળી ચિંતા રાખીએ તોપણ તબીયત બગડે. સત્યાગ્રહીએ તો જેલનો મહેલ કરવો રહ્યો આવા વિચારથી હું દિલગીર થયો કે રખેને મારે પોતાનેજ બગડેલી તબીયતે નીકળવું પડે. વાંચનારે યાદ રાખવું કે ઘીનો હુકમ મારે સારૂ થયો તે હું કબૂલ નહોતો કરી શકતો એટલે મારી તબીયત સત્યાગ્રહમાં બગડી. પણ બીજાને તે નિયમ લાગૂ પડી શકતો નથી. દરેક કેદી જ્યારે પોતે એકલો એક જેલમાં હોય ત્યારે પોતાને સારૂ અડચણો દૂર કરવાની માંગણી કરી શકે છે. પ્રિટોરિયામાં તેમ ન કરવા મારે ખાસ કારણ હતું તેથીજ મારે એકલાને સારૂ ઘીનો હુકમ હું કબુલ કરી શકતો નહોતો.

## દરોગા સાથેનો સંબંધ.

ઉપર જણાવી ગયો કે મારો ઉપરી દારોગો કંઈક કડક વર્તણુંક ચલાવતો. આમ લાંબું નહિ ચલ્યું જ્યારે તેણે જોયું કે હું સરકારની સામે તો ખોરાક વિગેરે બાબત લડયા કરૂં છું, પણ તેના બધા હુકમ ઉઠાવું છું ત્યારે તેણે દમ ફેરવી. અને મને જેમ ફાવે તેમ કરવા દે. એટલે જાજરૂ, નહાવા વિગેરેની અડચણ દૂર થઈ. વળી પોતાનો હુકમ મારી ઉપર ચાલી શકે છે એમ ભાગ્યેજ જણાવા દે. તે દારોગાની બદલીમાં બીજો આવ્યો તે તો બાદશાહ હતો. મને ઘટતી સગવડ આપવા તેને કાળજી રહેતી. તે કહેતો કે "જે માણસ પોતાની કોમને સારૂ લડે છે તેને હું ચાહું

છું. હું પોતે લડવાવાળો છું. તને હું કેદી ગણતો નથી." આમ ઘણી આસાએશની વાતો કરતો.

વળી થોડા દહાડા બાદ મને અરધો કલાક સવારે ને તેટલોજ વખત સાંજે આંટા મારવાને જેલની ફળીમાં કાઢતા. તે કસરત જ્યારે બહાર બેસીને કામ કરવાનું થયું ત્યારે પણ જારી હતી. આ ધારો જે કેદીને બેસીને કામ કરવાનું હોય છે તે બધાને લાગુ પડે છે.

વળી જે બાંકડીની મને ના પાડેલી તે બાંકડી તેની મેળે વડા દરોગાએ થોડા દહાડા બાદ મોકલી હતી. દરમિયાન જનરલ સ્મટસ તરફથી બે ધર્મનાં પુસ્તક મને વાંચવા મળ્યાં હતાં તે ઉપરથી મેં અનુમાન કર્યું કે મારી ઉપર જે દુઃખ પડ્યું તે કંઇ તેના ફરમા-નથી નહિ; પણ તેની તેમજ બીજાઓની બેદરકારીને લીધે તથા આપણને કાફરાઓમાં ગણે છે તેને લીધે. એટલું તો ચોકસ જણાયું, કે મારાથી કોઇની સાથે વાતચિત ન થઈ શકે, એજ મને એકલો મૂકવાનો હેતુ હતો કેટલીક મહેનતે મને સીસાપેન તથા નોટબુકની પણ પરવાનગી મળેલી.

## ડિરેકટરની મુલાકાત.

પ્રિટોરિયા મને પહોંચાડ્યો તેની શરૂઆતમાંજ ખસૂસ પરવાનગી મેળવી મિ. લિચિનસ્ટાઈન મને મળ્યા હતા. તે આવેલા માત્ર ઑફીસના કામને સારૂ, પણ મને કેમ છે વિગેરે સવાલો તેણે પૂછ્યા. આનો જવાબ દેવા હું નારાજ હતો. પણ તેણે દાબીને પૂછ્યું તેથી મેં કહ્યું "હું બધું તો નથી કહેતો પણ આટલું કહું છું કે "મારા ઉપર ઘાતકી વર્તણુંક ચાલે છે. આમ કરી જનરલ સ્મટ્સ મને પાછો હઠાવવા માંગે છે પણ તે તો થવા કાળ નથી. જે દુઃખ પડશે

તે સહન કરવા તૈયાર છું. મારૂં મન શાંત છે. આ તમે જાહેરમાં ન મૂકશો. બહાર નીકળ્યા બાદ હું પોતે બધું દુનિયાને જાહેર કરીશ." મિ. લિચ્ટિનસ્ટાઇને આ હકિકત મિ. પોલાકને જણાવી. મિ. પોલાકથી ન જીરવાયું અને તેણે બીજાઓને વાત કરી. તેમાંથી ડૅવિડ પોલાકે લૉર્ડ સેલબોર્નને લખ્યું, ને તપાસ ચાલી. તેથી ડિરેકટર મને મળવા આવ્યા, તેને મેં ઉપરનાજ શબ્દો જણાવ્યા. વિશેષમાં જણાવી ગયો છું તે ખામીઓ બતાવી. તે ઉપરથી દશેક દહાડા બાદ મને સૂવાનું પાટિયું, ઓશિકું, તથા રાતના પહેરવાનું ખમીસ તથા નાક લૂછવાનો રૂમાલ મોકલ્યાં. તે મેં લીધાં. આ વિષે મેં લખાણ રજૂ કર્યું છે તેમાં જણાવ્યું છે કે ઉપર પ્રમાણે બધા હિન્દીને હાજત રહે છે. ખરૂં જોતાં સૂવા બેસવા બાબત ગોરાઓ કરતાં હિન્દી વધારે કોમળ છે. તેને ઓશિકા વિના ચલાવવું મુસ્કેલ છે.

એટલે ખાવાની તથા ખુલ્લી હવામાં કામ કરવાની સગવડ ઉપર પ્રમાણે વધી. પણ નસીબ બે ડગલાં આગળજ. પાટિયું માંકડોથી ભરપૂર હતું. તેથી તે તો મેં દશેક દિવસ ન વાપર્યું. છેવટે વડા દારોગાએ તે દુરસ્ત કરાવ્યું એટલે વાપરવું શરૂ કર્યું. દરમિયાન મને તો ભોંય ઉપર કામળી નાંખી સુવાની ટેવ પડી ગઈ હતી. એટલે પાટિયાંથી કંઈ ફેરફાર જણાયો નહિ. ઓશિકાની ગેરહાજરીમાં મારી ચોપડીઓનો ઉપયોગ કરતો એટલે તે મળવાથી પણ કંઈ વિશેષ તફાવત ન પડયો.

## હાથબેડી.

શરૂઆતની જે વર્તણુંક હતી તે ઉપરથી જે વિચારો મને થયા તેમાં વળી નીચેના બનાવથી ટેકો મળ્યો. ચારેક દિવસ પછી

મિસિસ પિલેના કેસમાં મને સાક્ષી–સમન્સ મળ્યો. તેથી મને કોરટમાં લઈ ગયા. તે વેળા હાથમાં હાથકડી પહેરાવી. વળી દારોગાએ તે થપોચપ ચઢાવી. આ તો અજાણતાં કરેલું એમ માનું છું. વડો દારોગો જોઈ ગયો. તેની પાસેથી મેં પરવાનગી મેળવી હતી કે મારે એક ચોપડી વાંચવા સાથે લઈ જવી. તેના મનમાં હશે કે બેડીથી હું શરમાતો હોઇશ તેથી મજકુર ચોપડી તેણે મારા બન્ને હાથમાં પકડવાનું કહ્યું, કે જેથી બેડી દેખાય નહિ. આથી મને તો હસવુંજ આવ્યું. બેડીમાં હું પોતે માન સમજ્યો. જે ચોપડી મેં લીધી હતી તે અનાયાસેજ ("The kingdom of God is within you" by Tolstoy) એ હતી કે જેનું નામ ગુજરાતીમાં "ખુદાનો દરબાર તારા અંતરમાં છે" એ પ્રમાણે થાય. મેં મનમાં વિચાર્યું કે આ પણ ભારે યોગ બન્યો છે. બહારથી હું ગમે તેવો ભીડમાં મૂકાઉં પણ જો ખુદાને મારા અંતરમાં વસવા જેવો થઇને રહું તો પછી મારે બીજી શી પરવા હોય? આ પ્રમાણે મને ચલાવી લઈ ગયા હતા. વળતાં જેલનો ખટારો આવ્યો હતો. હું જવાનો છું એ ખબર હિન્દીઓમાં હોવી જોઇએ, તે ઉપરથી કેટલાક હિન્દી કોર્ટ આગળ ઉભા હતા. તેમાંથી મિ. ત્ર્યંબકલાલ વ્યાસ મને મિસિસ પિલેના વકીલ મારફતે મળી શક્યા હતા.

એક બીજી વેળા પણ મને કોર્ટે લઇ ગયેલા ત્યારે પણ હાથકડી પહેરાવેલી. જતાં આવતાં બંને વખત ખટારો હતો.

## સહન કરવામાં સાર છે.

ઉપર જે હકીકત હું આપી ગયો છું, તેમાંની કેટલીક નજીવી ગણી શકાય પણ તે બધી વિસ્તારથી આપવાનો હેતુ એ છે કે

નાની મોટી બધી બાબતોમાં સત્યાગ્રહ લાગુ પડી શકે છે. છોટા દરોગાઓએ આપેલી શરીરની અડચણો મેં કબુલ રાખી તેનો અંત એ આવ્યો કે મારૂં મન શાંત રહ્યું. એટલુંજ નહિ, પણ તે અડચણો તેજ લોકોએ દૂર કરી. જો હું સામે થાત તો મારૂં મનોબળ વેરાઈ જાત ને મારે જે મોટાં કામો કરવાનાં હતાં તે ન થઈ શકત તથા તે દરોગા મારા શત્રુ જેવા થઈને રહેત.

ખોરાકની બાબતમાં ટેક રાખવાથી ને શરૂઆતમાં દુઃખ સહન કરવાથી તે અડચણ પણ દૂર થઇ તેમજ ઝીણી બાબતોમાં સમજી શકાય તેવું છે.

પણ મોટામાં મોટો લાભ તો એ થયો કે શરીરનું દુઃખ સહન કરવાથી મારા મનનું બળ ઘણુંજ વધેલું હું ચોકખી રીતે જોઈ શકું છું. હું માનું છું કે ગયા ત્રણ માસનો લાભ મને ઘણોજ મળ્યો છે ને આજે હું વધારે દુઃખો સહેલથી ઉઠાવવા તૈયાર થઈ રહ્યો છું. એમ જોઉં છું કે સત્યાગ્રહને હમેશાં ઈશ્વરની સહાય છે. અને સત્યાગ્રહીની કસોટી કરતાં પણ તે જગતનો કર્તા સહન થઇ શકે તેટલોજ બોજો મૂકતો જાય છે.

## વાંચન.

મારા દુઃખની અથવા તો સુખની અથવા બંનેની કહાણી તો, હવે પૂરી થઇ ગણાય. પણ ત્રણ માસમાં મને ઘણા લાભો મળ્યા. તેમાં મોટા લાભોમાંનો એક લાભ વાંચવાની તક મળી તે પણ ખરો. મારે કબુલ કરવું જોઇએ, કે પ્રથમ ભાગમાં હું કંઈક વિચારમાં ઉતરી જતો, દુઃખથી કંટાળતો. વળી મન વાળુ ને વળી વાંદરાની

માફક મન તરફડીઆ મારે. આવે સમયે ઘણીવાર માણસો ઘેલા જેવા થઇ જાય છે. મારાં પુસ્તકોએ મારો બચાવ ભારે કર્યો. હિંદી ભાઈઓના સમાગમની ખોટ બહુ ભાગે પુસ્તકોએ પૂરી પાડી. મને હંમેશાં લગભગ ત્રણ કલાક વાંચવાના મળતા. સવારનો એક કલાક મળતો ત્યારે હું ખાતો નહિ એટલે તે બચે. સાંજના તો વળી થાકયો ન હોઉં ત્યારે બત્તી થયા પછી પણ વાંચતો. શનિવારે તથા રવિવારે તો પુષ્કળ વખત રહે. આ દરમ્યાન લગભગ ત્રીસ ઉપરાંત પુસ્તકો વાંચ્યાં ને કેટલાંક વિચાર્યાં. તેમાં અંગ્રેજી પુસ્તકો, હિંદી, ગુજરાતી, સંસ્કૃત અને તામીલ એમ હતાં. અંગ્રેજી પુસ્તકોમાં જાણવા જેવાં ટોલ્સટોયનાં, એમર્સનનાં તથા કાર્લાઇલનાં ગણું છું. પહેલાં બે ધર્મ સંબંધી હતાં. આની સાથે બાઇબલ પણ મેં જેલમાંથીજ લીધું હતું. ટોલ્સટોયનાં લખાણ ગમે તે ધર્મ માનનારો માણસ વાંચીને લાભ લઈ શકે એવાં સરસ અને સરળ છે. વળી તે માણસ જેમ કહે છે તેમ કરનાર છે, એટલે તેના લખાણ ઉપર સાધારણ રીતે વધારે ભરોસો રહી શકે છે.

કાર્લાઇલનું ફ્રેંચ બળવા ઉપરનું લખાણ છે, તે અસરકારક છે. તે ઉપરથી મને થઇ આવ્યું કે હિંદુસ્તાનની દુર્દશા મટાડવાનો ઉપાય આપણને ગોરી પ્રજા તરફથી મળવાનો નથી. મારી માન્યતા છે કે ફ્રેંચ પ્રજાએ બળવાથી ખાસ લાભ મેળવ્યો નથી. આમ માઝીનીનો પણ વિચાર હતો. આમાં ઘણા મતભેદ છે. તેનો વિચાર આ જગ્યાએ થાય તેમ નથી. તે ઇતિહાસમાં પણ કેટલાક સત્યાગ્રહીના દાખલા જોવામાં આવ્યા.

ગુજરાતી હિંદી અને સંસ્કૃત એ પુસ્તકોમાં સ્વામીજીના તરફથી મોકલાએલ વેદ-શબ્દસંજ્ઞા, ભટ્ટ કેશવરામ તરફથી મળેલ ઉપનિષદ, મિ. મોતીરામ તરફથી મળેલ મનુસ્મૃતિ, ફીનીક્સમાં છપાયેલ રામાયણ, પાતંજલ-યોગ-દર્શન. નથુરામજીની બનાવેલી આહ્નિકપ્રકાશ તથા પ્રોફેસર પરમાનંદે આપેલી સન્ધ્યાની ગુટિકા, ગીતાજી તથા મરહુમ કવિશ્રી રાયચંદના લખાણ આ પ્રમાણે વાંચવાનાં આવ્યાં. આ બધામાંથી મને ઘણું વિચારવાનું મળ્યું. ઉપનિષદથી મને અત્યંત શાંતિ રહેલી. તેમાં એક વાક્ય મને ચોંટી રહ્યું છે તેનો સાર એ છે કે જે કંઈ તું કરે તે આત્માના કલ્યાણને ખાતર કરજે. એ શબ્દોમાં લખાએલું છે. તે બહુ રસિક છે. તેમાં બીજું ઘણુંએ વિચારવા જેવું છે.

પણ સર્વથી વધારે સંતોષ કવિશ્રી રાયચંદનાં લખાણમાંથી મળ્યો. તેમનાં લખાણ મારા વિચાર પ્રમાણે તો સર્વને માન્ય થઈ પડે તેવાં છે. તેમની રહેણી ટોલ્સટોયની જેમ ઉંચા પ્રકારની હતી. આમાંથી તથા સન્ધ્યાના પુસ્તકમાંથી કેટલોક ભાગ મેં મોંઢે કરેલો. તેનું રટણ જ્યારે જ્યારે રાતના જાગું ત્યારે કરતો અને સવારના અર્ધો કલાક હંમેશાં તેજ વિચારમાં ગાળતો. મોંઢે કરેલું ઘણું બોલી જતો અને આથી મન રાતદહાડો આનંદમાં રહેતું. કોઈ વેળા નિરાશા આવે તો વળી વાંચેલાનો વિચાર થાય કે તુરત હસતો થઈ જાઉં, તથા ઇશ્વરનો ઉપકાર માનું. આ વિષે પણ ઘણા વિચારો વાંચનાર આગળ મૂકવા જેવા છે. છતાં તેમ કરવાનો આ પ્રસંગ નથી. માત્ર એટલુંજ કે આ જમાનામાં સારાં પુસ્તકોજ સત્સંગની

ખામી કંઈક પૂરી પાડે છે એટલે જે હિંદી જેલમાં સુખ ભોગવવા માંગે તેણે વાંચવાની ટેવ પાડવી.

## તામીલનો અભ્યાસ.

તામીલ લોકોએ જે કર્યું છે તે બીજા હિંદીએ આ લડતમાં નથી કર્યું. એટલે બીજા કારણસર નહિ તો માત્ર મનમાં અને મનથી તેઓનો ખરો ઉપકાર માનવાને ખાતરજ મારે ધ્યાનપૂર્વક તામીલ વાંચવું જોઈએ એમ વિચાર આવ્યો. તેથી પાછળનો એક મહિનો મુખ્ય ભાગે તામીલનો અભ્યાસ કરવામાંજ ગાળ્યો, તામીલ જેમ જેમ વધારે ભણતો જાઉં છું તેમ તેમ તે ભાષાની ખુબીઓ જોતો આવું છું. તે ઘણી સરસ અને મધુર ભાષા છે તથા તેની રચના ઉપરથી જણાય છે કે તામીલ લોકોમાં ઘણા હુશિયાર, વિચારવાન અને શાણા પુરૂષો થયા છે અને થાય છે. વળી જો હિંદુસ્તાન એક થવાનું છે તો કેટલાક મદ્રાસ બહારના હિંદીએ પણ તામીલ જાણવું જોઈએ.

## અંત.

આ અનુભવ વાંચી કોઈ વાંચનાર જેણે દેશદાઝ જાણી નથી તે જાણે, જાણીને સત્યાગ્રહી બને, તે જેણે જાણી છે તે દૃઢ થાય એમ ઈચ્છું છું. જેણે પોતાનો ધર્મ જાણ્યો નથી તે ખરી દેશદાઝ નહિ જાણે એમ હું વધારે માનતો જાઉં છું.

બાકીમાં તોઃ—

અલખ નામ ધુનિ લગી ગગનમેં,
મગન ભયા મન્દિરમેં રાજ;

આસન મારી સુરત દ્રઢ ધારી,
લિયા અગમ ઘર ડેરા જી.

વળી:—

કરના ફકીરી કયા દિલગીરી.
સદા મગન મન રહેનાજી.

દુનિયામાં રહીને ફકીરી રાખી શકાય છે. છેવટે ખુદા–ઇશ્વર-કેમ જણાય? તો કહે છે કે:—

હસતાં રમતાં પ્રગટ કરી દેખું રે
મારૂં જીવ્યું સફળ તવ લેખું રે;
એનું સ્વપ્ને જે દર્શન પામેરે
તેનું મન ન ચઢે બીજે ભામેરે.



## અનુભવ ચોથો.

( ઈંડીઅન ઓપીનીઅનના સુવર્ણ અંકમાંથી ઉતારો. )

છેલ્લી લડાઇમાં તો અવધિ થઈ છે. તે અનુભવ લખવાને મને વખતજ મળ્યો નથી. તેમાં મળેલા અનુભવનો લાભ ઇ. ઓ. ના વાંચકવર્ગને આપવાનો હતો. છેલ્લી લડત તે સત્યાગ્રહનું ત્રીજું પ્રકરણ હતું એ વાંચનારે યાદ રાખવું ઘટે છે. પહેલું પ્રકરણ બંધ થયું ત્યારે આપણે–મેં તો જરૂર–તેને છેલ્લું માન્યું હતું. પણ જ્યારે બીજું પ્રકરણ શરૂ થવાનો વખત આવ્યો, ત્યારે ઘણા ભાઇઓ મને કહેવા લાગ્યા કે હવે કોણ લડશે? વખતોવખત

કોમ એટલું જોર બતાવી શકશે નહિ. આ સાંભળ્યું ત્યારે હું હસેલો. સત્ય ઉપર મારી અચળ આસ્થા હતી. મેં જવાબ આપ્યો કે 'લોકોએ એક વખત રસ ચાખ્યો છે એટલે હવે વધારે લડશે.' થયું પણ તેમજ. પહેલી વેળા સો બસેં હિંદી જેલ ગયા. બીજી વેળા સેંકડો ગયા. એટલુંજ નહિ પણ નાતાલ જાગ્યું ને ત્યાંથી આગેવાનો ભાગ લેવા આવ્યા. લડત ખૂબ લંબાઇ, છતાં જોર તુટયું નહિ ને આપણે આગળ વધ્યા. છેલ્લી વેળાયે તો હારનીજ વાતો મેં સાંભળી. "વખતોવખત તને સરકાર દગો દીયે, તું છેતરાય ને વખતોવખત લોકો ખાડામાં ઉતરે એ બનેજ નહિ." આવું કડવું વચન મારે સાંભળવું પડતું હતું. હું ઘણુંયે સમજતો હતો કે સરકારના દગાની સામે મારો કે કોઇનો ઉપાય ચાલે તેમ ન હતું. આપણે પ્રોમીસરી નોટ લઇએ પણ સહી કરનાર ઈનકાર કરે અથવા છુટી પડે તેમાં લેનારનો શો દોષ? હું તો જાણતો હતો કે સરકાર વચનભંગ કરે તો જેમ આપણને વધુ મહેનત કરવી પડશે તેમ તેને વધારે આપવું પડશે. કરજી કરજ ભરતાં વખત લગાડે તેટલે દરજ્જે તેને વધારે બોજો ઉપાડવો પડે છે. મેં તો વળી જવાબ આપ્યો કે "સત્યાગ્રહની લડત એવી છે કે તેમાં હારવાનું કે પસ્તાવાનું છેજ નહિ. તે લડતમાં હંમેશાં માણસ વધારે બળવાન થાય છે. તેમાં થાક લાગતો નથી ને દરેક મજલે જોર વધે છે. જો આપણામાં સત્ય હશે તો હિંદી કોમ આ વેળા વધારે કામ કરશે ને પોતાનું નામ વધારે ઉજવળ કરશે." આ જવાબ મેં વાળ્યો ત્યારે મારા સ્વપ્નામાં પણ ન હતું કે વીશ હજાર ગરીબડા હિંદી જાગશે. તેઓ પોતાનું ને પોતાના દેશનું નામ

અમર કરશે. જનરલ બોથાએ પોતાના એક ભાષણમાં કહ્યું છે કે હિંદી કોમે જેવી હડતાલ પાડીને જાળવી તેવી ગોરાઓ પાડી કે જાળવી શકયા નથી. છેલ્લી લડાઇમાં ઓરતો દાખલ થઈ, સોળ વર્ષના જુવાન બાળકો પણ જોડાયા ને લડતે બહુ વધારે ધાર્મિક સ્વરૂપ લીધું. દ. આ. ના હિંદીની વાત આખા જગતમાં ફેલાઈ. ને હિંદુસ્તાનમાં ગરીબને તવંગર, જુવાન ને ઘરડા, પુરૂષ તેમજ સ્ત્રી, રાજા ને રૈયત, હિંદુ-મુસલમાન, પારસી, ખ્રીસ્તી, મુંબઈવાળા મદ્રાસવાળા, કલકત્તાવાળા ને લાહોરવાળા બધા જાગ્યા; બધા આપણી તવારીખથી વાકેફ થયા ને આપણને મદદ કરવા લાગ્યા. વડી સરકાર ચમકી, વાઇસરોયે પ્રજાનું વલણ જાણીને પ્રજાપક્ષ લીધો. આ બધી જગજાહેર વાત છે. લડતનું મહત્વ બતાવવા હું આ બીનાઓ લખી જાઉં છું. આ લેખ લખવામાં મારો મુખ્ય હેતુ તો એ છે કે જે બીનાઓથી હું વિશેષ વાકેફ છું, જેની હિંદને ખબર નથી અને જેનું ભાન દ. આ. માં રહેનારા હિંદી ભાઇઓને પણ પુરૂં નથી, તે બીનાઓનું દર્શન કરાવવું.

ટોલ્સ્ટોય ફાર્મમાં જે તાલીમ લેવાઈ તે બધી આ છેલ્લા લડાઈમાં કામ આવી. સત્યાગ્રહીઓએ જે જીંદગી ત્યાં ભોગવી તે આ લડતમાં અમુલ્ય થઇ પડી. તેજ જીંદગીની નકલ વધારે સારી રીતે ફીનીકસમાં કરવામાં આવી. જ્યારે ટોલ્સ્ટોય ફાર્મ બંધ કર્યું ત્યારે તેમાં વસતા નિશાળીઆ તથા તેના માબાપની સાથે એ શરત હતી કે જે નિશાળીઆ ફીનીકસ રહે તે જો ઉમર લાયક હોય તો તેણે લડત ફરી જાગે ત્યારે તેમાં દાખલ થવું જોઇએ. ખરૂં જોતાં ફીનીકસમાં મુખ્ય કેળવણીજ સત્યાગ્રહની થઈ પડી. ફીનીકસમાં

વસનારા કુટુંબને પણ એ નિયમ લાગુ પડતો થયો. તેમાં માત્ર એકજ કુટુંબ અળગું રહ્યું. એટલે પરિણામ એ આવ્યું કે ફીનીક્સ ચલાવવા સારૂ જેટલા માણસની જરૂર પડે તે તે સિવાય બધા જ્યારે લડત ઉઠી ત્યારે તૈયાર હતા. આથી ત્રીજી લડતની શરૂઆત ફીનીક્સવાળાઓથી થઈ. જ્યારે સ્ત્રી પુરૂષો ને બાળકો નીકળ્યાં ત્યારનો દેખાવ મારાથી ભૂલાય તેવો નથી. દરેકને એકજ લાગણી હતી; તે એ કે આ લડત ધર્મયુદ્ધ છે, ને તેઓ જાત્રાએ નીકળતા હતા. જતી વેળા તેઓએ ભજન કીર્તન ગાયાં તેમાંનું એક પ્રખ્યાત કાવ્ય "સુખ દુઃખ મનમાં ન આણીએ" એ હતું. તે અવસરે જે અવાજ બાળકો સ્ત્રીઓ, ને મરદોના મુખમાંથી નીકળતો હતો, તેનો ભણકારો હજુ મારા કાનમાં પડે છે. આ સંઘની સાથેજ મહાન પારસી રૂસ્તમજી હતા. ઘણાના મનમાં હતું, કે 'મિ. રૂસ્તમજીએ ગઇ વેળા એટલું દુઃખ ભોગવ્યું છે કે તે હવે નહિ જોડાય. આમ બોલનારા મિ. રૂસ્તમજીની મહત્તાને નહોતા જાણતા. બૈરાંઓ અને બાળકો જાય ને પોતે ઘેર બેસે એ તેમનાથી જોવાયજ નહિ. મને આ સમયના બીજા બે બનાવ યાદ આવે છે. મિ. રૂસ્તમજી તથા તેના કેશરી સિંહ જેવા બાળક સોરાબજી વચ્ચે હરિફાઈ ચાલી. સોરાબજી કહે બાવાજી મારે આવવું છે; તમારી વતી મને જવા દો અથવા મને પણ સાથે લઇ જાઓ.

બીજો દેખાવ મરહુમ હુસેનમીયાંની સાથેનો મિ. રૂસ્તમજીનો મેળાપ હતો. મિ. રૂસ્તમજી તેને મળવા ગયા ત્યારે તેની આંખમાંથી આંસુની ધારા ચાલી ને તેણે કહ્યું 'કાકાજી, જો હું સાજો હોઉં તો તમારી સાથે જેલમાં આવું.' ભાઈ હુસેનનો દેશ તરફનો પ્રેમ બહુ

ભારે હતો. તેણે ખાટલાવશ છતાં લડતને ટેકો આપેલો ને જે કોઈ મળતું તેની પાસે તે લડતનીજ વાત કરતો.

ફીનીક્સમાં જેઓ પાછળ રહ્યા તેઓમાં ૧૬ વર્ષની અંદરના છોકરાઓ પણ હતા. તેઓએ ને કારભારીઓએ જેલની બહાર હોવા છતાં જેલમાં જનાર કરતાં વધારે કરી બતાવ્યું. તેઓએ રાત દિવસનો ભેદ કહાડી નાંખ્યો. પોતાના સાથી તથા મુરબ્બીઓ ન છૂટે ત્યાં લગી અધરાં વ્રતો લીધાં, અલુણા આહાર ઉપર નિર્વાહ ચલાવ્યો, ને જોખમનાં કામો પણ બેધડક થઈ માથે લીધાં. જ્યારે વીકટોરીયા કાઉંટીમાં હડતાલ પડી ત્યારે સેંકડો ગીરમીટીઆઓએ ફીનીક્સમાં આશરો લીધો. તેઓની બરદાસ કરવી એ એક મહત્કાર્ય હતું. ગીરમીટીઆના શેઠો તરફથી ધાડ આવવાની ધારતી છતાં બેધડકપણે કાર્ય કર્યે જવું એ બીજું. પોલીસો ત્યાં ગયા, મિ. વેસ્ટને પકડી ગયા, બીજાઓને પકડી જાય એવો સંભવ હતો, તે બધાની તૈયારી રાખી. પણ એક આદમી ફીનીક્સમાંથી ચળ્યો નહી. હું ઉપર કહી ગયો છું કે આમાં માત્ર એકજ કુટુંબ અપવાદરૂપે રહેલું. ફીનીક્સના કારભારીઓએ આ પ્રસંગે કોમની સેવા બજાવી છે તેનું માપ હિંદી કોમ કરી શકે તેમ નથી. આ છુપો ઇતિહાસ હજુ નથી લખાયો તેથી હું તેમાંનો કંઇક ભાગ આપી જાઉં છું. તે એવી આશાથી કે કોઇક દિવસ કોઈ જીજ્ઞાસુ વધારે હકીકત મેળવી ફીનીક્સના કારભારીઓના કાર્યની કીંમત કંઇક અંશે આંકી શકે. હું વિશેષ લખવા લલચાઉં છું. પણ ફીનીક્સને અહીં પડતું મેલું છું.

ફીનીક્સની ટુકડી જેલ ગઈ એટલે જોહાન્સબર્ગથી ન રહી શકાયું. ત્યાંની સ્ત્રીઓ અધીરી થઈ. તેઓને જેલ જવાનો ઘણોજ

ઉત્સાહ થયો. મી. થંબી નાયડુનું કુટુંબ આખું તૈયાર થયું. તેમનાં ઓરત, શાળી, સાસુ, મી. મુરગનનાં સગાંઓ, મીસીસ પી. કે. નાયડુ, અમર નામ કરી ગએલી બ્હેન વાલીઆમા અને બીજી સ્ત્રીઓ તૈયાર થઈ. તેઓ કાખમાં બાળકો લઇ ચાલી નીકળી. મી. કેલનબેક તેઓને લઇ ફ્રીનીખન ગયા. ત્યાં જવામાં એવી ઉમેદ હતી કે તેઓ ફ્રી સ્ટેટની સરહદ પર જઈ પાછા વળતાં પકડાશે. તેઓની ઉમેદ બર ન આવી. તેઓએ કેટલાક દિવસ દુઃખે સુખે ફ્રીનીખનમાં ગાળ્યા. ત્યાં ટોપલીઓ લઈ ફેરી કરી પકડાવાનો પ્રયત્ન કર્યો પણ કોઇએ તેઓને પકડી નહિ.

આ નિરાશામાં અમર આશા છુપાઈ રહેલી હતી. જો ઓરતોને સરકારે ફ્રીનીખનમાંજ પકડી હત તો વખતે હડતાલ ન પડત. એટલું તો ચોકસ છે કે જે પાયા ઉપર હડતાલ જામી તે પાયા ઉપર તો ન જામત. પણ કોમ ઉપર ઇશ્વરનો હાથ હતો. તે સદા સત્યનો બેલી છે. ઓરતો ન પકડાઈ તેથી એમ ઠર્યું કે તેઓએ નાતાલની હદ ઓળંગવી. જો તેઓને ન પકડે તો તેઓએ મી. થંબી નાયડુની સાથે ન્યુકાસલ મથક કરવું. તેઓ નાતાલ તરફ રવાના થઇ. સરહદપર પોલીસે ન પકડી. ન્યુકાસલ ઘર કર્યું. ત્યાં મી. ડી. લેઝર્સે પોતાનું ઘર ઓરતોને સોંપ્યું. ને તેમની ઓરતે તથા સાળી મીસ થોમસે આ સત્યાગ્રહી ઓરતોની સારવાર કરવાનું માથે લીધું.

ઠરાવ એવો હતો કે ઓરતોએ ન્યુકાસલમાં ગીરમીટીયાની ઓરતોને તથા ગીરમીટીયાને મળવું. તેઓને તેઓની દશાનો ચિતાર આપવો ને ત્રણ પાઉંડના કર બાબત હડતાલ પાડવા સમજાવવું.

પછી જ્યારે હું ન્યુકાસલ પહોંચું ત્યારે હડતાલ પાડવી. પણ ઓરતોની હાજરી તો સુકાં લાકડાં ઉપર દિવાસળી રૂપ થઇ પડી. આ સેજ-તળાઈ વિના નહિ સુનારી, ભાગ્યેજ મોં ખોલનારી ઓરતોએ ગીરમીટીયા પાસે જાહેરમાં ભાષણ કર્યાં, તેઓ જાગ્યા અને હું પહોંચું તે પહેલાં તો તેઓએ હડતાલ પાડવાનો આગ્રહ કર્યો. કામ ઘણું જોખમ ભરેલું હતું. મી. નાયડુનો તાર મને મળ્યો. મી. કેલનબેક ન્યુકાસલ ગયા ને હડતાલ શરૂ થઈ. હું ન્યુકાસલ પહોંચ્યો તે દરમિયાન કોલસાની ખાણોના હિંદીઓએ કામ બંધ કર્યું હતું.

મી. હોસ્કેનના પ્રમુખપણા નીચેની યૂરોપીયન સહાયક કમીટીએ મને બોલાવ્યો. હું તેઓને મળ્યો. તેઓએ આપણી હિલચાલ પસંદ કરી ઉત્તેજન આપવાનો ઠરાવ કર્યો. એક દિવસ જોહાન્સબર્ગમાં રહી હું ન્યુકાસલ પહોંચ્યો ને ત્યાં રહ્યો. મેં જોયું કે લોકોનો ઉત્સાહ અત્યંત હતો. ઓરતોની હાજરીની બરદાસ સરકાર ન કરી શકી; ને છેવટે તેમને 'રખડુ'ના તહોમત નીચે જેલ આપી. મી. લેઝર્સનું ઘર હવે સત્યાગ્રહની ધર્મશાળા બન્યું. ત્યાં તો સેંકડો ગીરમીટીયાને સારૂ ખાણું પકાવવાનું કરવું પડયું. તેથી મી. લેઝર્સ નાસીપાસ નહિ થએલા. ન્યુકાસલના હિંદીઓએ કમીટી નીમી. મી સીદાત પ્રમુખ નીમાયા. કામ ધમધોકાર ચાલ્યું. બીજી ખાણોના હિંદીએ કામ બંધ કર્યું.

આમ ખાણોના હિંદી મજુરો કામ બંધ કરતા ચાલ્યા તેથી કોલસાની ખાણના ધણીઓના મંડળની મીટીંગ થઇ. મને ત્યાં બોલાવવામાં આવ્યો. વાતચીત ખુબ થઈ પણ નીવેડો ન આવ્યો

તેઓની માંગણી એવી હતી કે જો આપણે હડતાલ બંધ રાખીએ તો તેઓ સરકારને ત્રણ પાઉંડના કર બાબત લખાણ કરે; આ કંઇ સત્યાગ્રહીથી કબુલ ન થાય. આપણને ધણીઓની સાથે વેર ન હતું. હડતાલનો હેતુ ધણીઓને દુઃખ દેવાનો ન હતો. માત્ર આપણે દુઃખ ઉઠાવવાનો હતો. એટલે ખાણના ધણીની સલાહ માન્ય ન થાય તેવી હતી. હું પાછો ન્યુકાસલ આવ્યો. મજકુર મીટીંગના પરિણામે મેં જણાવ્યું તેમ ઉત્સાહ વધ્યો. વધારે ખાણોમાં કામ બંધ થયું.

આજલગી મજુરો પોતપોતાની ખાણમાં રહેતા હતા. ન્યુકાસલની કારભાર મંડળીએ વિચાર્યું કે જ્યાં લગી ગીરમીટીયા પોતાના શેઠની જમીનમાં રહે ત્યાં લગી હડતાલની પૂરી અસર પડે નહિ. તેઓ લલચાઇને અથવા ડરીને કામ શરૂ કરે એવો ભય હતો. અને શેઠનું કામ ન કરવું છતાં તેના ઘરમાં વસવું અથવા તેનું નીમક ખાવું એ અનીતિ ગણાય. આમ ગીરમીટીયાઓનું ખાણો પર રહેવું દોષિત હતું. છેલ્લો દોષ તે સત્યાગ્રહના શુદ્ધ પ્રયાસને મલિન કરનાર જણાયો. બીજી તરફથી હજારો હિંદીને ક્યાં રાખવા, તેઓને કેમ જમાડવા એ ભારે કામ હતું. મિ, લેઝર્સનું મકાન હવે બહુ નાનું જણાયું. બીચારી બે ઓરતો રાતદિવસ મહેનત કરતાં પણ પહોંચી શકે એમ ન લાગ્યું. તેમ છતાં પણ ગમે તે જોખમ ઉઠાવી ખરૂંજ કરવું એ નિશ્ચય થયો. ગીરમીટીયાઓને પોતાની ખાણ છોડી ન્યુકાસલ આવવાના સમાચાર મોકલવામાં આવ્યા. આ ખબર મળતાંજ ખાણોમાંથી કુચ શરૂ થઈ. બેલંગીની ખાણના હિંદીઓ પહેલા આવી પહોંચ્યા. ન્યુકાસલમાં તો કેમ

ે હમેશાં જાત્રાળુનો સંઘ આવતો ન હોય! એવો દેખાવ થઇ
ો. જુવાન, બુઢ્ઢાઓ, ઓરતો—કોઈ છડી ને કોઈ બચ્ચાં-
ો—બધી પોતાના માથા પર ગાંસડી સાથે હતી. મરદોના માથા પર
ોઓ જોવામાં આવતી હતી. કોઇ દિવસના આવી પહોંચતાં તો
રાતના. તેઓને ખાવનું પૂરૂં પાડવું પડતું. આ ગરીબ માણુ-
ા સંતોષનું હું શું વર્ણન કરૂં? જે મળ્યું તેથી સુખ માનતા.
ગ્યેજ કોઇ રડતો જોવામાં આવતો. બધાના ચહેરા ઉપર હાસ્ય
ી રહેલું હતું. મારે મન તો તેઓ તેત્રીશ કોટી દેવતાઓમાંના
. સ્ત્રીઓ દેવીરૂપ હતી. તેઓ બધાને છાપરૂં ક્યાંથી અપાય?
ને તૃણ સાથરો હતો. છાપરૂં આકાશ હતું, તેઓનો રક્ષક ઇશ્વર
. કોઇએ બીડીની માંગણી કરી. મેં સમજાવ્યા કે તેઓ ગીર-
ીયા તરીકે નહોતા નીકળી પડયા, તેઓ હિંદના સેવક તરીકે
ળ્યા હતા. તેએ ધાર્મિક લડતમાં જોડાયા હતા, ને આવે વખતે
ાએ દારૂ, તમાકુ વિગેરે વ્યસન છોડવાં જોઈએ. જેઓ ન છોડે
શે જાહેર પૈસામાંથી પોતાની હાજતો પૂરી પાડવાની આશા
રાખવી જોઈએ. આ સાધુ પુરૂષોએ ઉપરની સલાહ માન્ય રાખી
સાર પછી કોઈએ બીડીને માટે પૈસા ખરચવાની મારી પાસે
ગણી કરી નહિ. આમ ખાણોમાંથી હાર ચાલુ થઈ. તેમાં એક
ારત જે ગર્ભવતી હતી તેને રસ્તામાં ચાલતાં ગર્ભપાત થયો.
વાં અનેક દુઃખો ઉઠાવતાં છતાં કોઈ થાકયા નહિ, પાછા હઠયા નહિ.

ન્યુકાસલમાં હિંદીની વસ્તી બહુ વધી પડી. હિંદીની જગ્યાઓ
ાઈ ગઈ. તેઓની પાસેથી જેટલાં મકાનો મળી શકયાં તેટલામાં
ઓ અને ધરડાઓનો સમાસ થઇ શકયો. આ જગ્યાએ કહેવું

જોઈએ કે ન્યુકાસલના ગોરાની વસ્તીએ ઘણો વિનય વાપર્યો હતો. તેઓએ લાગણી પણ દર્શાવેલી. કોઇ પણ હિંદીને કનડગત નહિ કરેલી. એક ભલી બાઈએ પોતાનું મકાન મફત વાપરવાને આપ્યું. બીજી પણ ઝીણી મદદો ઘણા ગોરા પાસેથી મળ્યાં કરતી હતી.

પણ ન્યુકાસલમાં હજારો હિંદીને સદાયને સારૂ રાખી શકાય એવી સ્થિતિ નહતી. મેયર ગભરયો. ન્યુકાસલની વસ્તી સાધારણ રીતે ત્રણ હજારની ગણાય. તેવા ગામડામાં બીજા દશ હજાર માણસ સમાઈ નજ શકે. બીજી ખાણોના મજુરો કામ બંધ કરવા લાગ્યા. એટલે હવે શું કરવું એ સવાલ ઉઠ્યો. હડતાલ પાડવામાં હેતુ એ હતો કે જેલ જવું. મજુરોને પકડવા ધારે તો સરકાર પકડી શક્તી હતી. પણ હજારોને સારૂ તેની પાસે જેલજ ન હતી. તેથી મજુરો ઉપર હજુ હાથ ન નાંખ્યો. ત્યારે હવે ટ્રાંસવાલની હદ ઓળંગી પકડાવું એજ સહેલો ઉપાય રહ્યો. વળી તેમ કરતાં ન્યુકાસલમાં ભીડ ઓછી થાય ને હડતાળીયાની વધારે કસોટી થાય, એમ પણ લાગ્યું. ન્યુકાસલમાં ખાણોના જુલ્લસો હડતાળીયાઓને લલચાવી રહ્યા હતા. એક પણ મજુર પડયો નહિ. તોપણ તે લાલચથી તેમને દૂર રાખવા એ કારભાર મંડળની ફરજ હતી. આવાં કારણે ન્યુકાસલથી ચાર્લ્સટાઉન કુચ કરવી એ ઠીક જણાયું. પંથ લગભગ ૩૫ માઈલનો હતો. હજારો માણસોને સારૂ રેલભાડું નજ ખરચી શકાય. એટલે બધા મજબૂત મરદ ને સ્ત્રીઓએ પગપાળા જવું એમ ઠરાવ થયો. જે ઓરતો ન ચાલી શકે તેને રેલમાં લઈ જવાનું ઠર્યું. રસ્તામાં પકડાપકડી થવાનો સંભવ હતો. તેમજ આવો આ પહેલો અનુભવ હતો, તેથી પહેલી ટુકડી મારે લઈ જવી એ નિશ્ચય થયો. પહેલી

ટુકડીમાં લગભગ ૫૦૦ હતા તેમાં લગભગ ૬૦ સ્ત્રીઓ પોતાનાં બચ્ચાં સહિત હતી. આ ટુકડીનો દેખાવ હું કદિ ભૂલી શકું તેમ નથી. 'દ્વારકાંનાથકી જે' 'રામચંદ્રકી જે' 'વંદેમાતરમ્' આવા પોકારો કરતી ટુકડી ચાલતી. બે દિવસ ચાલે તેટલા પકાવેલા દાળ ચાવલ બંધાવ્યા હતા. સહુ પોતાના પોટલાં બાંધી ચાલી નીકળેલા. તેઓને નીચે પ્રમાણે શરતો સંભળાવવામાં આવી હતી.

૧ હું પકડાઈ જાઉં એવો સંભવ હતો. જો તેમ બને તો પણ ટુકડીએ કુચ જારી રાખવી. અને જ્યાં સુધી તેઓ પોતે ન પકડાય ત્યાં લગી તેઓએ ચાલ્યા કરવું. રસ્તામાં ખોરાક વિગેરેનો બંદોબસ્ત કરવા સર્વ પ્રયત્ન થશે, છતાં કદાચ કોઇ દિવસ ખાવાનું ન મળે તો પણ સંતોષ રાખવો.

૨ લડતમાં રહેતાં સુધી દારૂ વિગેરેનું વ્યસન છોડવું.

૩ મરણ પર્યંત પાછા ના હઠવું.

૪ રસ્તામાં રાત પડે ત્યાં ઘરની આશા ન રાખવી, પણ ઘાસમાં પડી રહેવું.

૫ રસ્તામાં આવતાં ઝાડપાનને જરા પણ ઇજા ન કરવી. અને પારકી ચીજને બીલકુલ ન અડકવું.

૬ સરકારી પોલીસ પકડવા આવે તો પકડાઇ જવું.

૭ પોલીસની કે કોઇની સામે ન થવું પણ માર પડે તો તે સહન કરવો, ને સામે માર મારીને બચાવ ન કરવો.

૮ જેલમાં જે દુઃખો પડે તે ઉઠાવવાં, ને જેલને મહેલ સમજી તેમાં દિવસ ગુજારવા.

આ સંઘમાં બધા વર્ણ હતા. હિંદુ, મુસલમાન, બ્રાહ્મણ ક્ષત્રિ, વૈશ્ય અને શુદ્ર હતા. કલકત્તીઆ હતા ને તામીલ હતા. કેટલાક પઠાણોને તેમજ ઉત્તર તરફના સીંધીને માર ખાઇ લેતાં પણ બચાવ ન કરવાની શરત આકરી લાગી હતી. પણ તેઓએ તે શરત ખુશીની સાથે સ્વીકારી; એટલુંજ નહિ પણ તેઓની કસોટીનો વખત આવતાં તેઓએ બચાવ પણ નહિ કરેલો.

આવી સ્થિતિમાં પહેલી ટુકડીની કુચ શરૂ થઈ. પહેલીજ રાતે વગડામાં ઘાસ પર સૂવાનો અનુભવ થયો. રસ્તામાં લગભગ ૧૫૦ માણસોને વારંટો મળ્યાં. તેઓ ખુશીથી પકડાયા. પકડવાને એકજ પોલીસ અમલદાર આવ્યો હતો. તેની સાથે બીજી કંઈ મદદ ન હતી. પકડાયા તેમને કેમ લઈ જવા એ સવાલ થઇ પડયો. ચાર્લ્સ-ટાઉનથી માત્ર ૬ માઇલ દૂર હતા. એટલે મેં અમલદારને કહ્યું, કે પકડાએલા માણસો ભલે મારી સાથે કુચ કરે ને તેઓનો કબજો તે ચાર્લ્સટાઉનમાં લે, અથવા તેના ઉપરીને પૂછીને જેમ તેને હુકમ મળે તે પ્રમાણે કરે. અમલદાર આ સુચના કબુલ રાખીને ચાલી ગયો. અમે ચાર્લ્સટાઉન પહોંચ્યા. ચાર્લ્સટાઉન બહુ નાનું ગામડું છે. તેમાં વસ્તી ભાગ્યે ૧,૦૦૦ માણસની હશે. તેમાં એકજ શરીઆમ રસ્તો છે. હિંદી વસ્તી જુજ છે. એટલે અમારો સંઘ જોઈને ગોરાઓ આશ્ચર્ય પામ્યા. ચાર્લ્સટાઉનમાં આટલા હિંદી કોઈ વેળા દાખલ થયા ન હતા. પકડાએલાને ન્યુકાસલ લઇ જવાને સારૂ રેલગાડી તૈયાર ન હતી. તેમને પોલીસ કયાં રાખે? ચાર્લ્સ-ટાઉનના થાણામાં એટલા કેદીને રાખવાની જગા ન હતી. તેથી પોલીસે પકડાએલાઓને મને સોંપ્યા, ને તેઓના ખોરાકનું બીલ

મુકવી આપવા કબુલ કર્યું. આ કાંઈ સત્યાગ્રહને થોડું માન ન કહેવાય. સાધારણ રીતે અમારી પાસેથી પકડેલા કેદીને અમને સોંપાયજ કેમ? તેમાંના કોઈ ચાલ્યા જાય તો કંઈ જવાબદારી અમારી ન હતી. પણ સત્યાગ્રહીનું કામ તો પકડાવાનુંજ હોય એમ બધા સમજતા થયા હતા તેથી વિશ્વાસ બેસી ગએલો. આમ ચાર દિવસ સુધી પકડાએલા જણ અમારી સાથે રહેલા. જ્યારે તેઓને લઇ જવાને પોલીસ તૈયાર થયા ત્યારે તેઓ ખુશીથી તાબે થયા.

ટુકડીઓની ભરતી થતી ચાલી. કોઇ રોજ ચારસો તો કોઇ રોજ તેથી પણ વધારે. ઘણાઓ પગે ચાલતા તથા બૈરાંઓ મુખ્યત્વે કરીને ગાડીથી આવવા લાગ્યાં. ચાર્લ્સટાઉનના હિંદી વેપારીના મકાનોમાં જ્યાં જગ્યા હતી, ત્યાં સમાસ કર્યો. ત્યાંની કોરપોરેશને પણ મકાન આપ્યાં. ગોરાઓ બીલકુલ કનડગત નહોતા કરતા, એટલુંજ નહિ પણ મદદ કરતા હતા. ત્યાંના ડાકટર બ્રીસ્કોએ મફત સારવાર કરવાનું માથે લીધું ને અમે જ્યારે ચાર્લ્સટાઉનથી આગળ વધ્યા ત્યારે તેણે કીમતી દવાઓ અને કેટલાંક ઉપયોગી શસ્ત્રો મફત આપ્યાં. રસોઈ મસ્જીદના મકાનમાં થતી હતી. અને ચૂલો ચોવીસે કલાક સળગાવવો પડતો હતો. રસોઇ કરવાને હડતાળીઆમાંથીજ તૈયાર થયા હતા. છેલ્લા દહાડામાં ચારથી પાંચ હજાર માણસોને જમાડવાનું રહેતું. છતાં આ કામદારો કાયર નાહ થયેલા. સવારમાં મકાઈના આટાની રાબ તેમાં શાકર મેળવીને આપવામાં આવતી હતી તથા તેની સાથે રોટી. સાંજના ચાવલને દાળ તથા શાક આપવામાં આવતાં હતાં. દક્ષિણ આફ્રિકામાં ઘણે ભાગે બધા ત્રણ વખત ખાનારા હોય છે. ગીરમીટીઆ હમેશાં ત્રણ વખત

ખાનારા હોય છે પણ તેઓએ લડતમાં બે વેળાથી સંતોષ માન્યો. તેઓ ઝીણોઝીણો સ્વાદ કરનારા હોય છે. તે સ્વાદ પણ અહીં છોડયા.

આ જથ્થાબંધ જમા થએલા માણસોનું શું કરવું એ વિચાર કરવા જેવું થઇ પડયું. ચાર્લ્સટાઉનમાં અગવડે સગવડે આટલા બધા માણસોને લાંબી મુદત સુધી રાખવામાં આવે તો રોગ ફાટી નીકળવાનો સંભવ રહ્યો. એટલા હજાર માણસ જે હમેશાં કામ કરનારા હોય છે, તે નવરા બેસી રહે એ પણ ઠીક ન ગણાય. આ સમયે એટલું કહી જવાની જરૂર છે કે આટલા ગરીબ માણસો એકઠા થએલા છતાં ચાર્લ્સટાઉનમાં તેઓમાંના એકે પણ ચોરી નહિ કરેલી. પોલીસની જરૂર કોઇ પણ વેળા નહિ પડેલી. તેમ પોલીસને કોઇ પણ વેળા વધારે કામ નહોતું કરવું પડયું. છતાં હવે ચાર્લ્સટાઉનમાં ન બેસી; રહેવું એજ ઉત્તમ રસ્તો જણાયો. તેથી ટ્રાંસવાલમાં દાખલ થવાનો ને છેવટે જો ન પકડાઇએ તો ટોલ્સ્ટોય ફાર્મ પહોંચવાનો ઠરાવ કર્યો. કુચ કરતાં પહેલાં સરકારને ખબર આપી કે પકડાવાને ખાતર અમે ટ્રાંસવાલમાં દાખલ થવાના છીએ. અમારે ત્યાં રહેવું નથી, ત્યાંના હકની ઇચ્છા નથી, પણ જ્યાંસુધી સરકાર નહિ પકડે ત્યાંસુધી અમે અમારી કુચ જારી રાખશું અને છેવટે ટોલ્સ્ટોય ફાર્મ પર મુકામ કરશું. સરકાર જો પા. ૩ નો કર કહાડી નાંખવાનું વચન આપે તો અમે પાછા જવા તૈયાર રહેશું. આ નોટીસની ઉપર સરકાર ધ્યાન આપે એવી તેના મનની સ્થિતિ નહતી. તેના જાસુસો તેને ભમાવતા હતા. લોકો થાકશે એમ સમજાવતા હતા. સરકારે બધી ભાષાઓમાં નોટીસ છપાવીને હડતાલીઆઓમાં વહેંચી હતી.

છેવટે ચાર્લ્સટાઉનથી પણ આગળ વધવાનો વખત આવી લાગ્યો. તા. ૬ ઠી નવેમ્બરે ત્રણ હજારનો સંઘ પરોઢીયે રવાના થયો. આખી હરોળ એક માઇલ કરતાં વધારે લાંબી હતી. મિ. કેલનબેક તથા હું પાછળના ભાગમાં હતા. સંઘ સરહદ ઉપર પહોંચ્યો. ત્યાં પોલીસની ટુકડી હાજર હતી. અમે બે ત્યાં જઈ પહોંચ્યા એટલે પોલીસ સાથે વાતચિત થઈ. તેણે અમને પકડવાની તો ના પાડી, એટલે સરઘસ નિયમમાં અને શાંતિથી ફોકસરસ્ટ વચ્ચેથી પસાર થયું. શહેર બહાર સ્ટાંડર્ટન રોડ ઉપર જઈ બધાએ પડાવ નાંખ્યો. સહુએ ખોરાક લીધો. સ્ત્રીઓ કુચમાં સામેલ ન થાય એવી ગોઠવણ કરવામાં આવી હતી. છતાં જુસ્સાનું પૂર અટકાવવું મુશ્કેલ થઇ પડયું અને કેટલીક સ્ત્રીઓ સામેલ થઈ. તો પણ કેટલીક સ્ત્રીઓ તથા છોકરાં હજુ ચાર્લ્સટાઉનમાં રહેલાં હતાં. તેમની બરદાસ કરવાને મી. કેલનબેકને ફોકસરસ્ટની હદ ઓળંગ્યા પછી પાછા મોકલ્યા.

બીજે દિવસે પામફર્ડ આગળ પોલીસે મને પકડયો. મારા ઉપર બીન–હકદાર માણસોને ટ્રાંસવાલમાં દાખલ કરવાનું તહોમત હતું. બીજાઓને પકડવાનો તેને હુકમ ન હતો. એટલે ફોકસરસ્ટ પહોંચ્યા પછી સરકારને મેં નીચે મુજબ તાર કર્યો:– "સત્યાગ્રહની લડતના મુખ્ય પ્રચારકને સરકારે પકડેલ છે તેથી હું ખુશી થાઉં છું, પણ તેની સાથે કહ્યા વિના રહી શકતો નથી કે તે માટે જે તક સાધવામાં આવી છે તે દયાની નજરે જોતાં અત્યંત કફોડી છે. સરકાર કદાચ જાણતી હશે કે આ કુચમાં ૧૨૨ સ્ત્રીઓ અને ૫૦ બાળકો છે. તથા બધાં પોતાને ઠેકાણે પહોંચે ત્યાં સુધી જીંદગી ટકી રહે

એટલા ખોરાક ઉપર નભે છે. અને ટાઢ તડકાની સામે રક્ષણ રહિત છે, આવી સ્થિતિમાં મને તેથી વિખુટો કરવો એ ન્યાયનું ભારે ખંડન કહેવાય. જ્યારે ગઈ રાતે મને પકડવામાં આવ્યો ત્યારે મારી સાથેના માણસોને જણાવ્યા વિના હું તેઓને મૂકી આવ્યો છું. તેઓ કદાચ ક્રોધથી ગાંડાતુર બની જાય. એટલે હું માગું છું કે ક્યાંતો તેઓની સાથે કુચ કરવાની મને રજા આપવામાં આવશે. અથવા તો સરકાર તેઓને રેલગાડીથી ટોલ્સ્ટોય ફાર્મ પહોંચાડશે અને ખોરાકી પણ પૂરી પાડશે. જેના ઉપર તે માણસોને વિશ્વાસ છે તે વિનાના તેઓને ફરી મૂકવા અને તેની સાથે તેને માટે ખોરાકી વગેરેનો કાંઇ બંદોબસ્ત ન કરવો એ અયોગ્ય ગણાય. હું ઉમેદ રાખું છું કે ફરી વિચાર કર્યા પછી સરકાર પોતાનો ઠરાવ ફેરવશે. જો કુચ દરમીયાન અણધાર્યો બનાવ બનશે, અને ખાસ કરી ધાવણાં બચ્ચાંવાળી બાઈઓમાંથી કોઇનાં મરણ થશે તો જવાબદારી સરકારની છે. ”

સરધસ આગળ ચાલ્યું. મને વોલ્કસ્ટના ન્યાયાધીશ સન્મુખ ઉભો કરવામાં આવ્યો. મારે બચાવ તો કાંઇ કરવાનો ન હતો. પણ જે માણસો પામફર્ડથી આગળ ગયા હતા, તથા હજુ જે ચાર્લ્સ ટાઉનમાં પડેલા હતા, તેની કેટલીએક વ્યવસ્થા સંભાળવાની હતી, એટલે મેં મુદત માંગી. સરકારી વકીલે તેની સામે વાંધો લીધો. પણ ન્યાયાધીશે જણાવ્યું કે બેલ ફક્ત ખૂનના આરોપમાંજ નામંજુર કરી શકાય. તેથી તેણે પા. ૫૦ ની જામીનગીરી માંગી, એક અઠવાડિયાની મુદત આપી. જામીનગીરી તુરતજ વોલ્કસ્ટના એક વેપારીએ આપી દીધી. હું છુટો થઇ પરબારો કુચ કરનારાઓને

મળ્યો. તેઓનો ઉત્સાહ બમણો વધ્યો. દરમીયાન પ્રિટોરીઆથી તાર આવી ગયો કે મારી સાથેના હિંદીઓને પકડવાનો સરકારનો ઇરાદો નથી. આગેવાનોનેજ પકડવામાં આવશે. આનો અર્થ એમ નહોતો કે બીજા બધાને છૂટ આપવામાં આવશે. પણ બધાને પકડી આપણા કામને સહેલું કરવા અથવા તો હિંદમાં ખળભળાટ કરવા સરકાર ઇચ્છિતી ન હતી.

પાછળ બીજી એક મોટી ટુકડી લઈ મી૦ કેલનબેક આવતા હતા. અમારી બે હજાર ઉપરની ટુકડી સ્ટાંડર્ટન આગળ પહોંચી. ત્યાં ફરીને મને પકડવામાં આવ્યો. અને કેસની તા૦ ૨૧મીની મુદત પડી. અમે તો આગળ ચાલ્યા. પણ હવે સરકારથી આ બધું જીરવાય તેમ ન હતું એટલે તેણે પ્રથમ મને આ બધાથી એકદમ વિખુટો પાડવાનું પગલું લીધું. આ સમયે મિ૦ પોલાકને હિંદુસ્થાનમાં ડેપ્યુટેશન લઈ મોકલવાની તૈયારી થઈ રહી હતી. તે માટે ઉપડતા પહેલાં તે મને મળવા આવ્યા. પણ 'આદર્યાં અધવચ્ચ રહે અને હર કરે સો હોય' એમ બન્યું. મને રવિવારે ફરી ત્રીજી વખત ગ્રેલીંગસ્ટાડ આગળ પકડયો. આ વખતનું વોરંટ ડંડીથી નીકળ્યું હતું. અને તહોમત ગીરમીટીયાઓને કામ છોડાવ્યાનું હતું. અહીંથી મને ધણીજ ચુપકીથી ડંડી લઇ ગયા. ઉપર જણાવી ગયો છું કે મી. પોલાક હમારી સાથે કુચમાં હતા. તેણે આ કામ સંભાળી લીધું. ડંડીમાં મંગળવારે કેસ ચાલ્યો. મારા ઉપરના ત્રણે આરોપ મને વાંચી સંભળાવવામાં આવ્યા. તે મેં કબુલ રાખ્યા અને રજા મેળવી જણાવ્યું કે "મારા પોતાના તરફ અને બધી પ્રજા તરફ ન્યાયની

ખાતર મારે કહેવું જોઇએ કે જે તહોમત મારા ઉપર મૂકવામાં આવ્યાં છે તેની બધી જવાબદારી એક વકીલ તરીકે તથા નાતાલના જુના રહીશ તરીકે હું માથે લઉં છું. હું માનું છું કે આ લોકોને કોલોનીની બહાર લઇ જવાથી લોકોના મન ઉપર જે છાપ પડી છે તેનો હેતુ ઉમદા હતો. ખાણોવાળા સામે કાંઈ તકરાર નથી. આ લડતથી તેમને ગંભીર નુકશાન થાય છે તે માટે હું દીલગીર છું. હું હિંદી મજુરો રાખવાવાળાને પણ વિનંતિ કરૂં છું કે આ કર મારા દેશી ભાઈઓ પર ભારે બોજા રૂપ છે અને તેથી તે રદ થવો જોઈએ. મને લાગે છે કે ઑાન. મિ. ગોખલે અને જનરલ સ્મટ્સ વચ્ચે જે સ્થિતિ ઉભી થઇ છે તે જોતાં અત્યંત ધ્યાન ખેંચાય તેવી લડત ઉઠાવવાની મારી ફરજ હતી. સ્ત્રીઓને અને ધાવણાં બચ્ચાંને સંકટ સહન કરવાં પડયાં છે તે હું સમજું છું. અને તે છતાં મને લાગે છે કે લોકોને સલાહ આપવાની મારી ફરજ હતી. અને તે મેં બજાવી છે. અને જ્યાં સુધી તે કર રદ થયો નથી ત્યાં સુધી કામ નહિ કરવાની ને ભીખ માંગીને પેટ ભરવાની સલાહ મારા દેશી ભાઈઓને ફરી ફરી આપવામાં હું મારી ફરજ સમજીશ. મને ખાત્રી છે કે દુઃખ ભોગવ્યા વિના તેઓ પર થતા જુલમનો અંત આવવાનો નથી."

હું તો જેલમાં ઠરી ઠામ બેઠો. પાછળથી વોલક્રસ્ટમાં મારા ઉપર કામ ચાલ્યું અને ડંડીમાં થએલી નવ માસ ઉપરાંત ત્યાં બીજી ત્રણ માસની જેલ થઈ.

આ અરસામાં મને ખબર થયા કે મિ. પોલોક પકડાયા છે. અને હિંદુસ્તાન જવાને બદલે જેલમાં જઇને બેઠા છે. હું તો રાજીજ

થયો કેમકે મારે મન પહેલા ડેપ્યુટેશન કરતાં આ ડેપ્યુટેશન મોટું થયું. તે પછી તુરતજ મિ. કેલનબેક પકડાયા અને તે પણ મિ. પોલાકની પેઠે ત્રણ માસની જેલમાં જઇને બેઠા. આગેવાનોને પકડયા પછી લોકો નમી જશે એમ માનવામાં સરકારે તો ભૂલજ કરી. બધા હડતાલીઆઓને ચારેક ખાસ ટ્રેનો ભરી ડંડી તથા ન્યુકાસલમાં પાછા ખાણો ઉપર લઇ જવામાં આવ્યા. ત્યાં તેઓના ઉપર ભારે જુલમ થયો. તેમને બહુ સહન કરવું પડયું. પણ સહન કરવાને તો બધા બહાર પડેલાજ હતા. સૌને આગેવાનો વગર પોતાનું બળ બતાવવાનું હતું, અને તે તેમણે બતાવી આપ્યું. કેવી રીતે બતાવ્યું તે જગત જાણે છે.

કવિ દયારામે ખરૂં ગાયું છે કે—

મહા કષ્ટ પામ્યા વિના કૃષ્ણ કોહોને મળ્યા,
ચારે યુગના જુઓ સાધુ શોધી;
વહાલ વૈષ્ણવ વિષે વીરલાને હોય બહુ;
પીડનારાજ ભક્તિ વિરોધી. મહા૦
ધ્રુવજી પ્રલ્હાદજી ભીષ્મ બળિ વિભિષણ,
વિદુર કુંતિ કુંવર સહિત દુખિયાં;
વસુમતિ દેવકી નંદજી યશોમતી,
સકલ વ્રજ ભદ્ર દુખિ ભક્ત સુખિયાં. મહા૦
નળ દમયંતી હરિશ્ચંદ તારાનયની,
રૂકમાંગદ અંબરિષાદિ ઋષિ;
નરસિંહ મેહેતો ને જયદેવ મીરાંજની
પ્રથમ પીડા પછી સુખની વૃષ્ટિ. મહા૦

વ્યાસ આધિ વ્યાધિ તુલસી માધવાદિક,
શિવ કલાપી વિદ્યા વિશ્વ નિંદે;
જગ જનની જાનકી દુઃખ દુસ્તર સહ્યું,
પાપ વણુ તાપ જેને જગ્ત વંદે. મહા૦
સંચિત ક્રિયમાણુ પ્રારબ્ધ જેને નથી,
તેને ત્રય તાપ આવી નડે છે;
અકલ ગતિ ઇશ હેતુ ન સમજાતું પડે,
પ્રબલ ઇચ્છા સરવ તે પડે છે. મહા૦
છે કથન માત્ર એ પાપ ને પુણ્ય બે,
નચવ્યું નંદકુંવરનું જગત નાચે;
દયા પ્રિતમ રૂચિ વિના પત્ર હાલે નહિ,
પણુ ન ભાગે ભ્રમણ મન્ન કાચે. મહા૦

(આ લખાણનો વિશેષ ભાગ મ. ગાંધીજી તરફથી લખાવાનો હતો પણ યુરોપી વિગ્રહને લીધે તેમને જરૂરી અવકાશ મળ્યો નથી. —અધિપતિ ઈંડીઅન ઓપીનીયન.)

**સમાપ્ત.**